# જગતના અરણ્યમાં



લેખક:
જયસુખલાલ
મહેતા
એમ. એ.



જન્મ સુરતમાં, ઈ. સ. ૧૮૮૪ના મહાશિવ-રાત્રીને દિવસે. વઢવાણની હાઇસ્કૂલમાંથી સોળમે વર્ષે મેટ્રિકની પરીક્ષા પસાર કરી. પછી ત્રણ વર્ષ મામા–સુપ્રસિદ્ધ ગુર્જરીસુત–રણજીતરામને ત્યાં અમદાવાદમાં રહી ગુજરાત કોલેજમાં અભ્યાસ કર્યો અને આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવના શિક્ષણનો લાભ પામ્યા. ત્યાં ગુજરાતી સાહિત્ય અને ખ્રિસ્તી ધર્મનો રંગ લાગ્યો. મુંબઈ એલ્ફિન્સ્ટન કોલેજમાં જઈ એમ. એ. થયા અને ગુજરાતીનું સ્થાન અંગ્રેજીએ લીધું. વર્ષો પછી, ગાંધીજીના આદેશ અંગે ગુજરાતી પર ચઢેલો કાટ ઉતાર્યો, ને લેખો લખવા લાગ્યા.

સને ઇ. સ. ૧૯૦૭ની સાલથી હિંદી વેપારી ચેમ્બરમાં જોડાયા ને સુંદર સેવા બજાવી. તેના મંત્રી તરીકે એમણે ઈ. સ. ૧૯૧૫માં ઇન્ડિયન ઇન્ડસ્ટ્રિયલ અને કમરશિયલ કોંગ્રેસ અસ્તિત્વમાં આણી. ઈ. સ. ૧૯૨૮ સુધી એ સંસ્થાના મંત્રી રહ્યા.

રાજકીય ક્ષેત્રમાં જ્યારે શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ ઉપનગર જિલ્લા મહાસમિતિના પ્રમુખ હતા તે વેળા એઓ ઉપ-પ્રમુખ હતા. શ્રી. વિઠ્ઠલભાઈ પછી

પરિમલ ગ્રંથાવલિ : ૯

# જગતના અરણ્યમાં

લેખક

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા
એમ. એ.



મુદ્રક : પ્રકાશક :
નટવર મૂ. વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર વતી—
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયો ચકલો, સુરત.







આવૃત્તિ પહેલી
સંવત ૧૯૯૮
સને ૧૯૪૨
કિંમત: ૧-૧૨-૦



ભાઈશ્રી ગટુભાઈ

બહેન શ્રી કાન્તાબહેન

જેમનું ઘર જગતના અરણ્યમાં મારે માટે સદાય વિસામારૂપ છે, જેમની સાથે વર્ષો થયાં આ ધર્મશાળામાં મોંઘેરાં ભાઈબહેનનો સંબંધ સચવાયેલો છે, જેમના જીવનમાં સાદાઈ, સલૂકાઈ અને ધર્મ ઓતપ્રોત થઈ ગયાં છે—

તેમને સસ્નેહ અર્પણ

ટાગોર રોડ,
સાંતાક્રુઝ
તા. ૧-૮-૪૨

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# પ્રાસ્તાવિક ઉલ્લેખ

'પૂજારીને પગલે' અને 'જગતની ધર્મશાળામાં' એ બે પુસ્તકો પછી 'જગતના અરણ્યમાં' પુસ્તક ગુજરાતનાં ભાઈ-બહેનો સમક્ષ રજૂ કરું છું. જગત ધર્મશાળા છે અને અરણ્ય પણ છે. ધર્મશાળામાં સંધ્યાકાળે ગાડાં આવે છે અને છૂટે છે અને રાતના વાળુ કરીને મુસાફરો તાપણાં સળગાવી મહેફિલ જમાવે છે. અન્ય મુસાફરો પણ આવે છે, મહેફિલમાં શામિલ થાય છે. પરોઢિયે મહેફિલનો અંત આવે છે અને સૌ સૌને માર્ગે ચાલ્યાં જાય છે. જગતમાં પણ એમ જ બને છે. આપણે આવીએ છીએ, અલ્પ અથવા દીર્ઘ જીવન જીવીએ છીએ અને તેને અંતે જે અનન્તતામાંથી આવ્યાં તે જ અનન્તતામાં ભળી જઈએ છીએ. ઘણા એ પ્રશ્નો ઉપસ્થિત થાય છે: ક્યાંથી આવ્યાં? ક્યાં જઈએ છીએ? જીવનનો આશય શો?—એ બધામાંથી કોઈનો પણ ઉકેલ નથી; પરંતુ પ્રભુમાં આસ્થા અને પ્રભુભક્તિ હોય તો આ મુસાફરી આપણે શાંતિથી પૂરી કરીએ છીએ.

જગતની ધર્મશાળામાં રહ્યે રહ્યે જ વિચાર ઉદ્‌ભવે છે કે જગત અરણ્ય છે. અરણ્યમાં માઈલોના માઈલો સુધી રેતીના ઢગ સિવાય બીજું કશું દૃષ્ટિગોચર થતું નથી, તેમ આ દુનિયામાં પણ શુષ્કતા અને વેરાન આપણી નજરે ચડે છે, સ્નેહ અને પ્રેમ શોધ્યા જડતા નથી. પણ એ અરણ્યમાં પણ આપણે પ્રભુનો સાદ સુણીએ છીએ:

"મારી પાસે આવો,
જેમને દુઃખ હોય તે મારી પાસે આવો,
હું તમને આશ્વાસન આપીશ."

જુદાં જુદાં માસિકો, પખવાડિકો, અને સાપ્તાહિકોમાં પ્રસિદ્ધ થયેલ મારા લેખોમાં આજ ધ્વનિ છે. આજ વર્ષો થયાં પ્રભુ ખ્રિસ્તના આદેશોથી મને આશ્વાસન મળ્યું છે. એ આદેશમાં ગુંથાયેલ સ્નેહ અને પ્રેમ બધાં ભાઈબહેનો પોતાના જીવનમાં વધારે ને વધારે ઉતારે એ મારી આશા અને પ્રાર્થના.

કેટલાકોનું કથન છે કે આપણા જીવનમાં કવિતા નથી. હું એ કથન જોડે સંમત થઈ શકતો નથી. આપણા જીવનમાં ય કવિતા છે, ફિલસૂફી છે, ધર્મ છે; પણ આપણી આંખ આગળના અંધારપછેડાને લઈને તે આપણે જોઇ શકતાં નથી. નાનામાં નાના પ્રસંગોમાં, સાદામાં સાદા જીવનમાં, સ્નેહભરી દૃષ્ટિથી અવલોકન કરીએ તો જણાશે કે તેવા નાના પ્રસંગોમાં અને સાદા જીવનમાં પણ કવિતા છે, ફિલસૂફી છે, ધર્મ છે. આપણે સૌ આપણી આસપાસ દીવાલો ઊભી કરીને બેઠેલાં છીએ અને આપણાં પોતાનાં સ્નેહીઓના જીવન સંબંધી પણ કશું જાણતાં નથી કે જાણવાનો યત્ન કરતાં નથી.

આ બધું શા માટે? દરેકના જુદા વાડા અને તેની આસપાસની દીવાલો શા માટે? સ્નેહ અને પ્રેમથી આ દીવાલો નષ્ટ થાય, વાડા એકમેકમાં ગુંથાઈ જાય તો આ જગતના અરણ્યમાં પણ આપણે લીલી નાઘેર પ્રાપ્ત કરી શકશું.

ટાગોર રોડ,
સાંતાક્રુઝ: તા. ૧-૮-૪૨ } જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# સાંકળિયું

દરેક ધર્મ ઊંચી ભાવનાઓથી શરૂ થાય છે. શ્રીકૃષ્ણે ખરું જ કહ્યું હતું કેઃ **यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत। अभ्युत्थानमधर्मस्य तदात्मानम् सृजाम्यहम्॥** જ્યારે જ્યારે જગતમાં ધર્મની પડતી થાય છે ત્યારે ત્યારે હું અવતાર લઉં છું. એટલે કે પાપ વધી પડે અને નીતિમાર્ગનો નાશ થતો દેખાય ત્યારે પ્રભુ અવતાર લે છે. જેનામાં પ્રભુનો અંશ છે એવા પેગંબરો, સાધુઓ, મહાત્માઓ એ પ્રમાણે જન્મ્યા છે અને જગતને તેની અધોગતિમાંથી તેમણે બચાવેલ છે. ધર્મની સ્થાપના આ પ્રમાણે થાય; પણ ત્યાર પછી તેની રૂઢિઓ બંધાય છે, શાસ્ત્રો થાય છે. અને કર્મકાંડ રચાય છે. હિંદુ ધર્મની શરૂઆત થઇ ત્યારે ઊંચામાં ઊંચા વિચારોની ઘટના હતી, હૃદયસ્પર્શી ભાવનાઓ હતી, વિશ્વબંધુત્વ હતું. પણ પછી રૂઢિઓ ઊગી આવી, શાસ્ત્ર અને ઉપશાસ્ત્ર થયાં, અસલનાં તેજ ઝાંખાં થયાં, બંધુત્વ ગયું અને વર્ણાશ્રમ દાખલ થયો વિગેરે વિગેરે. સદીઓ ગઈ અને આવી જાતની બદીઓ વધવા જ માંડી. છેવટે એવો વખત આવ્યો જ્યારે અજ્ઞાન ને રૂઢિબદ્ધ બ્રાહ્મણો અને એટલાંજ કે એથી પણ વધારે અજ્ઞાન સ્ત્રી પુરૂષોના મતો અને વહેમો તે જ ધર્મ ગણાવા લાગ્યા. એક જ દાખલો આપું. ગુજરાતીમાં જોઇએ એટલાં પંચાંગો

નીકળ્યાં છે, જેમાંથી જાણી શકાય કે કઈ તિથિ અમુક દિવસે છે; તિથિ જાણવાની આકાંક્ષા અગિયારસ કે એવા જ દિવસે હોય છે જ્યારે લોકો જાણવા માંગે છે કે અપવાસ ક્યારે કરવો. પણ પંચાંગમાંથી જોવા કરતાં તેઓ જેને શાસ્ત્રના સ્થંભરૂપ માનતાં હોય તેવાં વહેમનાં જાળાં રૂપ સ્ત્રીપુરુષોને પૂછશે પણ પંચાંગને જોશે નહિ. આવાં સ્ત્રીપુરુષો પોતાની બીજી જાતની કેળવણી કે પ્રતિષ્ઠા ન હોવાથી આવી બાબતોમાં પણ બીજા એમને પૂછવા આવે એ બહુ મોટી વાત માને છે અને તે વાતનો ઈજારો પોતાના હાથમાંથી ચાલ્યો જતો જોવાની જરા પણ ઈચ્છા રાખતા નથી. જ્ઞાતિમાં કોઈનું લગ્ન હોય કે કોઈનું મૃત્યુ થયું હોય કે સીમંત હોય તો દરેક જાતની ક્રિયા રૂઢિ બાબત તેમને લોકો પૂછવા જાય એ કાંઇ નાનીસૂની વાત નથી. શાસ્ત્ર શું છે અથવા શું કહે છે તે કોઇ જોતું નથી, પણ વરરાજા ઘોડે ચડે ત્યારે જમણી બાજુથી ચડવું કે ડાબી બાજુથી એ વિષે વહેમના એક્સપર્ટ (નિષ્ણાત)ને પૂછાય છે. એવા તો હજારો પ્રશ્નો છે, જેનો દરરોજ નિકાલ આવી જ રીતે કરવામાં આવે છે.

જ્યારે ધર્મના આત્માનું પ્રાબલ્ય હોય છે અને પ્રભુમાં શ્રદ્ધા હોય છે ત્યારે રૂઢિઓ અને વહેમો બહુ જોવામાં આવતાં નથી; પણ જ્યારે ધર્મ ધર્મ તરીકે નબળો પડે છે, ત્યારે જ આવી રૂઢિઓ અને વહેમોનું પ્રાબલ્ય બહુધા જોવામાં આવે છે. ધર્મનો ઊંચામાં ઊંચો આદર્શ ચારિત્રની ખીલવણી છે, સ્નેહ અને બંધુત્વનું સામ્રાજ્ય સ્થાપવાનો છે. પ્રભુ ખ્રિસ્તના એકેએક વાક્યમાં આ ઉપદેશો નીતરે છે. "હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ" એમ એક ગુજરાતી કવિએ ગાયું છે એ પ્રમાણે એક શુદ્ધ ખ્રિસ્તીનો માર્ગ ક્રુસનો છે. જેમ જગતમાં ભક્તને વધારે દુઃખ પડે તેમ એની કસોટી વિશેષ થાય છે. ગૃહની વ્યવસ્થાથી માંડીને મોટાં મોટાં

રાજ્યોની વ્યવસ્થામાં આ નૈતિક સિદ્ધાંતો લઈ આવવા જોઇએ. પ્રભુની પ્રાર્થના કરીએ તે આપણો ને જગતનો સંબંધ નૈતિક પાયા ઉપર વધારે રચાય તે માટે. ચારિત્રમાં એક ડાઘો પડે તો મોટો આઘાત થાય. Do unto others as you would that others should do unto you. બીજાઓ તમારી સાથે જેમ વર્તે એમ તમે ઇચ્છો તેમ બીજાઓની સાથે પણ તમે વર્તો. આ સાંસારિક ફિલ્સુફીનો સુવર્ણસિદ્ધાંત છે. આ અને બીજા સિદ્ધાંતો પ્રભુ ખ્રિસ્તે કહેલા છે તેમ ભગવાન બુદ્ધ અને શ્રીકૃષ્ણે પણ ઉચ્ચારેલા છે. નૈતિક પ્રાબલ્ય સર્વે ધર્મોએ સ્વીકારેલું છે. પણ નૈતિક પ્રાબલ્ય એ જ ધર્મ નથી. એ પ્રમાણે તો નાસ્તિકવાદીઓ પણ નૈતિક પ્રાબલ્ય સ્વીકારે છે પણ તેમને ધર્મિષ્ઠ ગણી નથી શકાતા, કારણ કે ધર્મમાં નીતિ ઉપરાંત કેટલાંએક તત્ત્વો રહેલાં છે. પ્રભુનું અસ્તિત્વ, પ્રભુમાં શ્રદ્ધા અને પ્રભુની પ્રાર્થના એ ધર્મનાં અંગો છે. આ પ્રાર્થના કરવા માટે પ્રભુનું વિશ્વ બસ છે. રાત્રિએ હજારો અને લાખો તારાના પ્રકાશ નીચે પ્રાર્થના કરી શકીએ છીએ. અહોરાત્રિ ગર્જતા સમુદ્ર કિનારા ઉપર પ્રાર્થના કરી શકીએ છીએ. પણ મનુષ્યોએ મંદિરો, દેવળો બાંધેલાં છે. પ્રભુની પ્રતિમાઓ બનાવેલી છે. કારણ મનુષ્યની નબળાઈ છે. અને આ બધાં સાધનો પોતાના આત્માને પ્રભુની સાથે એકતાન થવા માટે એને જરૂરનાં લાગેલાં છે. મનુષ્યો દેવમંદિરોમાં જઈ પ્રાર્થના કરે તે સામે વિરોધ હોઈ ન શકે. આ જાતનો કર્મકાંડ એક તાલીમ તરીકે જરૂરનો પણ લાગે છે. હાલના જમાનામાં ઘણાં સ્ત્રીપુરુષો મળે છે કે જેઓ એમ જવાબ આપે છે કે અમારે દેવમંદિરે જવાની કે પૂજાપાઠ કરવાની જરૂર નથી કારણ કે અમે હૃદયમાં પ્રભુની પૂજા કરી લઇએ છીએ. પ્રભુનું મંદિર મૂળ હૃદયમાં છે એ ખરું છે પણ જે સહેલાઇથી આ બચાવ

કરવામાં આવે છે એટલો જ સ્હેલો એ પાઠ નથી. અમુક તાલીમ, અમુક ઘટના સ્ત્રીપુરુષોને જોઈએ છીએ અને તે વગર તેમનો ધર્મ ખાલી Intellectual (બુદ્ધિવાદી) રહે છે. હિંદુ ધર્મમાં સંધ્યા કરવી, ગાયત્રીમંત્ર ભણવો, ગીતાધ્યયન કરવું, દેવમંદિરે જવું એ બધું કર્મકાંડમાં સમાઈ જાય છે. ભય એ છે કે કર્મકાંડ રસ્તો મટીને રહેવાનું સ્થાન થઈ જાય છે. આ બધા તો ચીલાઓ છે કે જેથી પ્રભુના ખરા દેવાલયમાં જઈ શકાય; પણ આપણે તો પછી એને જ દેવસ્થાન માની લઇએ છીએ. એટલું જ નહિ પણ કર્મકાંડને ને ચારિત્ર્યને કાંઈ સંબંધ પણ રહેતો નથી. ઉપર જણાવ્યા પ્રમાણે સંધ્યા કરીને મંદિરે ગલીચ કુથલી કરવાનો હક રહેલો ગણવામાં આવે છે. મંદિરમાં કુદષ્ટિ નાંખવાથી આત્માને હાનિ થાય છે એમ મનાતું નથી. રેલ્વેમાં ટિકિટ વગર અથવા ખોટા પાસથી ડાકોરનાથનાં દર્શન કરવા જવું એ પુણ્ય નથી પણ પાપ છે એમ હજારો ભાઈબહેનોનાં મગજમાં ઊતરતું નથી.

ભરતખંડમાં તીર્થનાં સ્થળો અનેક છે. એ બધાં તીર્થ સ્થળોએ જવું એ ખોટું નથી, પણ તીર્થસ્થળે જઈ પાપનાં આચરણો કરવાં એ ત્યાં ન જવા કરતાં વધારે ખોટું છે. અગિયારસને દિવસે ઉપવાસ કરવો એ ખોટું નથી પણ ઉપવાસ કરીને સ્નેહીઓ તરફ કે જગત્‌નાં ગરીબો તરફ સ્નેહ ન રાખવો અને વેરઝેર વધારવાં એ ભક્તનું કર્તવ્ય નથી. હમણાં જ પુરુષોત્તમ માસ પૂરો થયો છે. હજારો ને લાખો ભાઈબ્હેનોએ જુદાં જુદાં વ્રતો લીધાં હશે અને કર્યાં હશે. પણ આટલેથી એમનો ધર્મ પૂરો થાય છે એમ ધારવું એ ખોટું છે. બહેનોનાં આંસુ લૂછવાં, બાળકો પ્રત્યે પ્રેમ બતાવવો એ બધું ભક્તોનું કર્તવ્ય છે. કર્મકાંડ ભલે કરો પણ કર્મકાંડથી

કર્તવ્ય વિરમતું નથી. અને જો તેનાથી જ કર્તવ્ય વિરમે છે એમ ગણાતું હોય તો કર્મકાંડમાં મોટું જોખમ રહેલું છે. યાહુદી લોકોના ધર્મમાં પણ Ritualism (કર્મકાંડ) બહુ મોટો ભાગ ભજવે છે. અમુક ઉપવાસ કરવા, અમુક દિવસોએ અમુક જાતનો ખોરાક ખાવો વિગેરે વિગરે આજ્ઞાઓ તેમાં મૂકેલી છે. જેમ હિંદુ ભાઈબહેનો કરે છે તેમ એ યાહુદી લોકો કરતા. પ્રભુ ખ્રિસ્ત અને તેના શિષ્યો એક વખત ખેતરમાંથી જતા હતા અને તેના એક શિષ્યે ભૂખ લાગવાથી થોડીએક શીંગો લીધી. તે દિવસે સેબાથ હતો એટલે કે શનિવાર–જે દિવસ યાહુદી લોકો માટે પવિત્ર દિવસ ગણાય છે. રસ્તે જનારાઓએ પૂછ્યું કે આજે સેબાથને દિવસે તમે શીંગ ખાઓ છો? ત્યારે ખ્રિસ્તે કહ્યું કે સેબાથ વધારે કે મનુષ્યની જિંદગી? અને તેની સામે યાહુદી લોકોનો ક્રોધ ફાટી નીકળ્યો હતો, તેનાં કારણોમાં આ એક મોટું કારણ હતું. જૂના કરાર પ્રમાણે કર્મકાંડને પ્રાધાન્ય આપવામાં આવતું હતું, જ્યારે ખ્રિસ્તે પોતાના નવા કરારથી પ્રેમ અને દયાને પ્રાધાન્ય આપ્યું. ગમે એવી રૂઢિઓ હોય પણ તેમના કરતાં એક મનુષ્યની કિંમત વધારે છે એવો સિદ્ધાંત ખ્રિસ્તે મૂક્યો.

આપણામાં મોટો જમણવાર હોય અને હજારો રૂપિયા ખર્ચાયા હોય પણ કોઈ અંત્યજોને શિષ્ટ રીતે આ ખોરાકમાંથી આપવાને બદલે ખોરાક ફેંકી દેવામાં આવશે. દાન આપવું હોય તો બસેં ત્રણસેં તંદુરસ્ત બ્રાહ્મણોને જમાડી તેમને દરેકને રેશમી અબોટિયાં, લોટા વિગેરે આપીશું; પણ એક ગરીબ ભિખારી બહેન કે ભાઇને એની ભૂખ ટાળવાને ચાર આના, આઠ આના આપીશું નહિ. ખ્રિસ્તના હાલના અનુયાયીઓ પણ દેવળમાં જશે, અને એ અઠવાડિક મુલાકાતથી પોતાનું કર્તવ્ય સમાપ્ત થયેલું માનશે. કેથોલિકો એથી વધારે આગળ જઈ હિંદુ ભાઇઓની

માફક સવારસાંજ દેવળે જઈ જુદો જુદો કર્મકાંડ કરશે પણ આ કર્મકાંડની સાથે આત્માનું જે પરિવર્તન થવું જોઇએ તે થશે નહિ. ગયા ભયંકર યુદ્ધ વખતે ખ્રિસ્તના હાલના કહેવાતા અનુયાયીઓ યુદ્ધની તરફદારી કરતા હતા. ખ્રિસ્તની વલણ જૂની પદ્ધતિનો સામનો કરવા જેવી હતી. ખ્રિસ્તી ધર્મે એ પ્રભુને જેવો દગો દીધો હતો તેવો કોઈ બીજાએ નહિ દીધો હોય. જે ખ્રિસ્ત પ્રભુએ શાંતિ અને પ્રેમના પાઠ માટે પોતાના દેહનું બલિદાન આપ્યું હતું તેમના જ સિદ્ધાંતો હાલના તેમના કહેવાતા અનુયાયીઓ એવી રીતે ફેરવી નાખવા માગે છે કે તેમાં ભયંકર યુદ્ધનું વ્યાજબીપણું પણ સ્વીકારાય !

કાઠિયાવાડમાં એક દીવાનસાહેબ હતા, જેમને પૂજાપાઠનો બહુ શોખ હતો. રોજ સવારે નહાઇધોઈ ચંદન વિગેરે લગાડી મૃગચર્મ ઉપર પોતે સંધ્યા કરવા બેસતા. પાસે એક બે પાર્શ્વચરો બેસતા. એ ધોરી રસ્તો હતો અને ગામની બહેનો પાણી ભરવા એ જ રસ્તે જતી. "ભાઈ" પૂજામાંથી આ ચર્ચા જોતા અને થોડી થોડી વારે કોઈ સ્ત્રીનું નામ, કુટુંબ વિગેરે પોતાની પાસે બેઠેલાને પૂછતા. વળી માળા ફેરવવા માંડતા. આ પ્રમાણે એમનો રોજનો કાર્યક્રમ હતો. પૂજાપાઠ, સંધ્યા સામગ્રી બધી રીતે પૂર્ણ હતી અને તે માનતા કે ધર્મના કામમાં પોતે પારંગત છે એટલે એમની બીજી મનોવૃત્તિથી આ સઘળું ભૂંસાઈ જાય છે એમ પણ કદાચ એમને લાગતું નહિ હોય. કર્મકાંડથી આંખો ઉપર કેવું આવરણ થઈ રહે છે એનાં ઘણાં દૃષ્ટાંતોમાંનું આ એક છે.

જગતના મહાન સાધુઓ અને મહાત્માઓ થઈ ગયા એમાં મહાત્મા ગાંધી આધુનિક સમયના સાધુ અને મહાત્મા છે. એમના ઉપદેશો અને સિદ્ધાંતોનો પણ નવીન ધર્મ થયેલો છે, અને જ્યાં ધર્મ ત્યાં કર્મકાંડ એ રૂઢિ પ્રમાણે મહાત્માજીની પૂર્ણ વિરૂદ્ધતા

છતાં એક જાતનો કર્મકાંડ આમાં પણ દાખલ થયો છે. ખાદી પહેરે, રેંટિયો ચલાવે અને સાદાઈનું આચરણ રાખે તો બીજી રીતે નીતિશાસ્ત્રમાંથી ચલિત થાય એનો વાંધો નથી એવી કમનસીબ માન્યતા અમુક માણસોમાં આવેલી છે. એક જાતનો છોડ એવો છે જે બિલકુલ નકામો છે પણ એના વધવાનો વેગ એટલો છે કે આખા પ્રદેશના પ્રદેશ એ ઢાંકી દે અને જમીનને બીજા કામ માટે નકામી બનાવી દે. કર્મકાંડ આ જાતનો ઝેરી છોડ છે. એની ઝેરી પ્રગતિ બહુ મોટી છે અને કોઈ પણ વિસ્તારમાં એ અતિશય વધી શકે છે. સ્ત્રીપુરુષોનાં હૃદયમાં કે પ્રજાના માનસમાં એ પોતાનો વિસ્તાર એટલો ફેલાવી શકે છે, કે શુદ્ધ અને સાચા વિચાર અને આચરણની ખેતી માટે અવકાશ જ ન રહે. તેથી જ એની સામે જેટલી સાવચેતી વ્યક્તિ કે પ્રજા રાખે તેટલી ઓછી.

એક શહેરમાં રસ્તા ઉપર એક ઘર છે. આવાં શહેર જગતભરમાં અસંખ્ય છે; આવા રસ્તાઓ અપાર અને નિઃસીમ છે; આવાં ઘરોની પણ ગણત્રી નથી. પ્રભુએ આકાશમાં તારાની ખોટ રાખી નથી; પૃથ્વી ઉપર કાંટાની ઊણપ રાખી નથી. પાણીપતના મેદાનને માટે કહેતી છે કે જે કોઈ ત્યાં પગ મૂકે તેના હૃદયમાં વેરઝેર પ્રકટી નીકળે છે. તેમ કેટલાંક ઘર પણ એવાં છે જ્યાં ભય પ્રકટી નીકળે છે. તે ઘરોમાં રહેતાં મનુષ્યોથી ભય ઉત્પન્ન થાય છે, કે તે ઘરોનું વાતાવરણ એવું છે કે ત્યાં રહેતાં મનુષ્યોના હૃદયમાં ભય સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે?

સૂર્યદેવનાં સવારનાં કિરણો આખા જગતને આહ્લાદજનક છે. રાત્રિનાં સ્વપ્નાં, રાત્રિગાળે હૃદયનાં કે શરીરનાં માગણાં કે સાંત્વનો કે ન છીપાય તેવી ભૂખ કે તરસ બધું પૂરું થાય છે. નવાં કિરણો સાથે નવી આશાઓ, નવું ચેતન, નવું કાર્ય એ બધું શરૂ થાય છે.

પેલા ઘરમાં એક આત્મા છે, તેને પણ રાતદિવસના ફેરફારો જગતના ફરતા ચક્રમાં ઘસડે છે. સૂર્યના તેજથી તે હસે છે, ચંદ્રના તેજથી સ્વપ્નાંને સંઘરે છે, તારાઓને જોઈને કોઈ

આંખોનું સ્મરણ થાય છે. તેને મન દુનિયા નવી છે; તેના સુખદુ:ખથી તે કંટાળેલ નથી, મેંદી મૂકેલા પગથી દાઝે છે, કપાળના ચાંદલાથી બળે છે. હજી એની ચામડી રીઢી થઈ નથી, હજી એની મનોસૃષ્ટિમાં નગ્નતાને માટે અવકાશ નથી.

સુંદર મુખ નગ્ન હોઈ શકે. તેમાંથી તો તેજ વહે છે. સૂર્યના જેવું બાળનારું નહિ, પણ તે તેજ દૈવનું ચિહ્ન છે. તે મુખ ઉપર તો ચોઘડીઆં વાગે છે. શરીરનાં આવરણો તેવાં જ તેજને ઢાંકતા પણ બરાબર ઢાંકી શકતાં નથી અને તે આખું તેજ દૈવી સ્વરૂપ તેની આગળ લાવે છે. એવાજ ચહેરા જોઈ જગત ગાંડું બનેલું, મનુષ્યોએ જગત છોડી સન્યસ્ત લીધેલું છે, કવિ ફિલ્સુફ ડેન્ટેએ અપૂર્વ ગ્રંથો લખેલા છે, બહેનોએ તે તેજની પાછળ જીવનભર કુરબાની કરેલી છે.

પણ એ ઘરમાં ભયનાં ભૂતો હતાં. ટેન્ટેલસ પાસે પાણી હતું છતાં તે એનાથી પીવાતું નહિ. તે જ પ્રમાણે આપણામાંના કેટલાઓથી આપણી પાસે આવેલ પ્યાલામાંથી પી શકાતું નથી, રાત્રિના ઉજાસમાં ફરી શકાતું નથી, પિતાના જેવા હૃદયવાળા સમુદ્રમાં તરાતું નથી, સૂર્યદેવ તરફ જોવાતું નથી! જ્યારે કોઈ ગાંડું થઈ જાય અથવા તો તેને અસાધ્ય રોગ થાય ત્યારે લોકો કહે છે કે ભૂતનો ચાળો થયો. પેલા ઘરમાં રહેતા આત્માને આવો ભૂતનો ચાળો થયો ન હતો. તેણે તે ચહેરામાં યુગયુગની આશાઓ જોઈ હતી. તેની તે આકૃતિમાં તેજની જ્વાળા જોઈ હતી. કોઈ મકાન કે દેવાલય કે મહેલ કે ઝૂંપડી બંધાય ત્યારે ઈજનેરો નકશા તૈયાર કરે છે અને તેના ઉપરથી કડીઆ અને સુથાર તે ચિત્રને જીવન્ત રૂપ આપે છે. પહેલાં સ્વપ્ન અને પછી કૃતિ. પેલા આત્માનાં સ્વપ્નાં દોરાયાં હતાં અને તેની સમયાનુસાર ઘટના થવાની હતી. પેલા નકશા પસાર ન થાય તો

દેવાલય બંધાય શાનું ? તેજ પ્રમાણે આત્માનાં સ્વપ્નાં સ્વીકારાય નહિ, તો આત્માનું મંદિર ચણાય શાનું ?

એક બાળકી હતી. એને વાતો કહેવાનો બહુ શોખ હતો. તે વાતોમાં એ બાલહૃદયનાં સ્વપ્નાં આલેખાતાં અને ચળકતાં. પણ ફરમાન છૂટયું કે બાળકીઓને વાત કરવાની છૂટ નથી. સ્વપ્નાં પૂરાં થયાં, વાતો બંધ થઈ, છોકરી ડાહી થઈ ગઈ–અને પરણી. એક આત્માની જીવનકથા પૂરી થઇ. ઘણી બાલિકાઓને સ્વાભાવિક રીતે નાચવાનો શોખ હોય છે. ઇસાએલા ડંકન જેવી કોઇ કલાકારના હાથે ઘડાઈ હોત તો મશહૂર નાચનારી થઈ તેઓ જગતના દુ:ખનો ભાર ઓછો કરત. હિંદુ જનસમાજે એમને કુલવધુ બનાવી છે !

તે ઘરમાં રહેતા આત્માનાં સ્વપ્નો કાવ્યમાં ચમકવા લાગ્યાં. દરિયાકિનારે બાળકો કોડીઓ અને છીપો શોધવા જાય ત્યારે માથામાં રેતી ભરી લાવે છે, અને વહાલસોઇ માને બીજે દિવસે તે માથું ધોઈ નાંખવું પડે છે. તે જ પ્રમાણે જ્યારે તેથી મોટી ઉંમરના આત્માઓ ચાંદલાવાળાં કપાળો, મેંદીવાળી પાનીઓ અને ગેબી આવરણોના તેજમાં સ્વપ્નો શોધવા નીકળી પડે છે, ત્યારે વડીલો તેમના માથામાંથી સ્વપ્નાં કાઢી નાખવા પોતાનાથી બનતું કરે છે. બાલપણમાં શરીરની તૃષા કે ભૂખને લીધે રડવું આવતું હોય ત્યારે બાળકોને જુદી જુદી જાતની બીક બતાવવામાં આવે છે. તે ભયથી સંકુચિત થયેલ હૃદયો પણ જ્યારે સ્વપ્નાંઓ સંઘરે છે ત્યારે વડીલોનો ભય વચમાં આવે છે અને ઊડતા પક્ષીઓની પાંખ સુંદર રીતે કાપી નાખવામાં આવે છે. લીલોતરીથી ભરેલી ઝાડની ડાળીઓ કરતાં પાંજરું વધુ સુખકર અને ઓછું ધાસ્તીભર્યું ગણાય છે !

સૂર્યદેવ તો ઉદાર છે. તેમની નજરમાં કોઈ નાના મોટા નથી. પોતાની સ્વાભાવિક ઉદારતાથી સૂર્ય પેલા ઘર ઉપર પણ

એટલો જ પ્રકાશ પાડતો હતો, અને પેલો આત્મા પોતાની સ્વપ્ન-સૃષ્ટિમાં રમતો હતો. તત્ત્વજ્ઞાન અને ગણિતશાસ્ત્ર પાછળ પણ સ્વપ્ન રહેલ છે અને રાત્રિએ સાંભળેલ ઘટનાની ચીસ એ શાસ્ત્રોને આકર્ષણ અર્પે છે.

ઘરનું વાતાવરણ બદલાયું. દરેક શબ્દની પાછળ શક્તિ છે–પછી તે સારા પ્રકારની કે ખરાબ પ્રકારની. શબ્દોનું વાવાઝોડું આવ્યું. તે દરેક શબ્દમાં ગુસ્સો કે તિરસ્કાર હતાં. આત્માનાં ભાવના અને સ્વપ્નાંઓ ઉપર વડીલના ક્રોધ રૂપી જગન્નાથજીનો રથ ચાલવા લાગ્યો. તે આત્માને એમ લાગ્યું કે પોતે માટીમાં રગદોળાયો, અધોગતિની પરાકાષ્ટાએ પહોંચ્યો. શરીર ઉપર ઘા પડયો હોય અને તે ઘા ઉપર કોઈ કાથાની દોરી ઘસતું હોય તેમ એને લાગ્યું. પેલા આત્માની સ્વપ્નસૃષ્ટિ જે અનંતતામાંથી ઉદ્દ્ભવી હતી તેમાં શમી ગઇ. ઉષાના આગમનથી જેમ ઝાકળ ઊડી જાય છે તેમ આ શબ્દોની ઝડીથી સ્વપ્નાં અદૃશ્ય થયાં. સ્વપ્નાંઓ કદાચ પાછાં આવશે–યુવકના આત્માના સ્વપ્નાં એમ હંમેશ માટે જતાં નથી; પણ આત્માને પડેલા ઘા જલદી રૂઝાતા નથી. એકની એક જગ્યા ઉપર ઘા પડયે જાય તો એ રૂઝાય નહિ અને પાકાના ભયંકર દરદની પેઠે કદાચ એથી બધું ચેતન અને જીવન ચાલ્યું જાય. આત્મામાં રહેલ બધી સરલતા અને સહૃદયતાનો ધીમે ધીમે વિનાશ થાય અને વખત એવો આવે કે જ્યારે આત્મા પોતાના સમય પહેલાં વૃદ્ધ થઈ જાય. ત્યારે તેનામાં હલકાઈ, નિર્દયતા, દયાહીનતાજ જણાય. ચેતન અને ઉત્સાહ ચાલ્યાં જાય અને તેને બદલે કાયરતા, અનિશ્ચિતતા અને ડગમગપણું આવે અને આત્માનો ઈતિહાસ પૂરો થાય.

કેટલાક ગ્રંથકારો અને ચિત્રકારો ઘણુંખરું માતાને વૃદ્ધ સ્વરૂપમાં બતાવે છે. મા શા માટે વૃદ્ધ હોવી જોઇએ? મા

તરતની જ યુવાવસ્થામાં દાખલ થયેલી પણ હોય. પેલા આત્માની માતામાં યુવાવસ્થાના રંગો પૂરાયેલા હતા. યુવાવસ્થાનાં આંસુ આંખો અને હૃદયમાં તો હતાં જ, પણ જેમ પૂનમની રાત પૂરી થયા કેડે સવારે ઊગતો સૂર્ય અને આથમતો ચંદ્ર ભળે છે તેમ માની મુખમુદ્રામાં સંધ્યા અને ઉષાનાં તેજ ભળ્યાં હતાં. તેની આસપાસ ભયનું વાતાવરણ હતું. જગતનો અન્યાય એના ઉપર ફરી ઘા કયારે કરશે તેની ચિંતામાં તે હંમેશ થરથરતી હોય એમ લાગતું હતું. બાળકને માર પડતો હોય અને એક, બે, ત્રણ એમ પ્રહારો પડયા હોય તે સમયે ચોથો કયારે પડશે એના ભયથી થરથરતે હૃદયે અને કંપતે આત્માએ એ રાહ જોતો હોય તેમ માતાનું વાતાવરણ વિધિનો બીજો પ્રહાર આવવાનો હોય અને તેની રાહ જોતી જોતી તે કંપતી હોય તેવું જ હંમેશ રહેતું !

પ્રતિબંધ અને અંકુશને ધર્મના તત્ત્વ તરીકે સ્વીકાર્યાં હોય એવી પ્રજાઓ યાહુદી અને હિંદુ જ છે. પ્રભુ ખ્રિસ્તે નવા કરારથી પ્રતિબંધ અને અંકુશને દૂર કર્યા અને પ્રેમનું રાજ્ય સ્થાપ્યું. લગ્નના જીવનમાં પ્રતિબંધ અને અંકુશને મૂળ પ્રાધાન્ય છે અને જાણે તે બસ ન હોય તેમ ભયથી તે જીવનમાં સ્નેહ, ઊર્મિઓ, ઉત્સાહ અને ભાવનાઓ નિસ્તેજ કરી નાખવામાં આવે છે. જીવનનૌકામાં સાથે બેસી, રમતમાં શું કે જ્ઞાનમાં શું કે મુસાફરીમાં શું, એક હૃદયથી અને બે પણ એક બનેલા આત્માથી વિહરવું તે લગ્ન. પરંતુ તે ઘરમાં રહેતા આત્માનાં સ્નેહનાં સ્વપ્નાં સરી ગયાં. સ્વપ્નાં ચીલામાં પડી ગયાં અને તે ચીલામાં લગ્નનું ગાડું ચલાવવામાં આવ્યું.

એક સમયે લગ્નમાં સ્વાતંત્ર્ય હશે, સ્નેહ હશે. પણ સમય વહેતાં લગ્નને ચીલામાં ચાલતું ગાડું બનાવી દેવામાં આવ્યું અને સ્વપ્નાંને કેવી રીતે 'વ્યવહાર' માર્ગમાં દાબી દેવાં તે

શોધવામાં આવ્યું, પરંતુ લગ્નનું ગાડું ચાલતું હોય ત્યારે પણ મધ્યરાત્રિએ દુહા લલકારી શકાય છે અને બપોરના તાપમાં લીમડાની ઠંડી છાંયડીએ બેસી ટાઢો રોટલો અને મસાલો ખાતાં સુખદુઃખની વાતો કરી શકાય છે. પણ જ્યાં બાલપણમાં ભયને લીધે હસાય કે નચાય નહિ, ત્યાં મોટી વયે ભયને લીધે ચમકતી આંખો સામે જોવાય નહિ અને તે જ ભયને લીધે લગ્નાવસ્થામાં સ્નેહની ઝલક રોકાઈ રહે, અને લગ્નજીવન સ્વપ્ન વિનાનું, ભાવના વિનાનું થઈ રહે!

એક મિત્ર કહેતા હતા: "હું છ માસ થયાં મારી પત્ની સાથે રહું છું. પણ દિવસના અજવાળામાં માર્ગે મળે તો હું તેને ઓળખી ન શકું!" આ અંધકારની મૈત્રિ સાયત્રિના મંત્રને પણ પાછા ઠેલે છે.

જગત આખું સૂર્યદેવને વંદન કરે છે અને "તેજ, વધુ તેજ" ને માટે આક્રંદ કરે છે. પણ ગૃહજીવનમાં અંધકારનું સામ્રાજ્ય છે, એમાં તેજને માટે અવકાશ નથી. શરીરનું મિલન થઈ શકે, આત્માનું નહિ! આત્માના મિલન વચ્ચે ભયંકર દીવાલો અને શરીરનું મિલન અંધકારમાં જ! ચક્રવાક પક્ષીની વાત ખરી હોય કે ખોટી હોય પણ જનસમાજે મનુષ્યોને માટે તો તે સિદ્ધ કરી આપેલ છે. પણ પક્ષીઓને પાંખ હોય છે ઊડવાને, મનુષ્યોનાં હૃદય હોય છે ચહાવાને. તેજમાં કિલકિલાટ કરવા બેલડી બહાર પડે અને પ્રભુએ જે સાથી સોંપેલ છે તેને જોવા દૃષ્ટિ ફેરવે એટલામાં તો ઘરનું વાતાવરણ ભયભર્યું થઈ જાય છે, ચક્રવાકનો શાપ નડે છે અને છૂપાતાં લપાતાં, અંધકારને માટે રાહ જોતાં એ પ્રેમીઓ પોતપોતાના માળામાં ભરાઈ જાય છે.

અંધકારના મિલનમાં પણ સ્વચ્છંદ નથી, સ્વતંત્રતાની હાકલ નથી. દબાઈ ગયેલ આત્માઓનાં દબાઈ ગયેલ શરીરના મિલનમાં

તનમનાટ શો ?

યુરોપમાં એક નાટકમાં દૃશ્ય જોયું હતું. બરફથી ઢંકાયેલ પહાડની ટોચેથી માઇલોના અંતરે પ્રેમી યુગલ હૃદયની ચીસ એકેકને સુણાવતાં. અહીં બે ફૂટને અંતરે પડેલ હૈયાં પણ આવી ચીસ સંભળાવી શકતાં નથી. જીવનની ચીસ અને તેની આંતરાકાંક્ષાઓ નવી દુનિયાનો આહલેક પોકારતી ગણાતી નથી, પણ અંધકારમય વાસનાઓ જ ગણવામાં આવે છે.

દેવ ! આત્મા દીધો અને તારા દેવાલય સમાં શરીર દીધાં તો શાને આ ભય પેદા કર્યો ? અને તારા એ તેજના અંશને અને તારાં એ મંદિરોને ભયનાં ભૂતખાનાં શાને બનવા દીધાં ? બાલપણમાં હસાય નહિ, યુવાવસ્થામાં નચાય નહિ, સમુદ્રમાં માતાની ગોદ જેવાં ભૂરા જલમાં તરાય નહિ, સ્નેહની હાકલ કરાય નહિ, મેંદીવાળી પાનીઓ અને ચાંદલાવાળાં કપાળો પ્રત્યે દૃષ્ટિ કરાય નહિ, સ્વપ્નાંને સંઘરાય નહિ ! તો દેવ ! આ જીવન શા કામનાં ?

પેલા ઘરમાં બેઠેલ આત્મા નિસ્તેજ હસે છે અને વિચારે છે: ગાંડા પીટરે પોતાના દેવને ત્રણ વાર ન કબૂલ્યો અને બાર શિષ્યોએ પોતાના અમર તેજને જવા દીધું તે આ જ ભયને લીધે હશે !



[ મુ. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆનાં પુત્રી અને રા. પર્વદ મહેતાનાં પત્ની સૌ. લવંગિકા બહેન ચાર કલાકની માંદગી ભોગવી રવિવાર તા. ૯ સપ્ટેમ્બર ૧૯૩૨ને રોજ સાંજના ૪–૩૦ કલાકે સ્વર્ગવાસ પામ્યાં, તેમની દશાને દિવસે મંગળવાર તા. ૧૮મી સપ્ટેમ્બરની સવારે ૮–૩૦ કલાકે મુ૦ નરસિંહરાવભાઈને બંગલે પ્રાર્થના અને ઉપાસના કરવાનું કાર્ય મને સોંપવામાં આવ્યું હતું. એ પ્રાર્થના અને ઉપાસના નીચે આપવામાં આવેલ છે. ]

## પ્રાર્થના

હે પ્રભુ ! તારાં અનન્ત તેજમાંથી અમે બધાં આવેલાં છીએ, અને તારાં અનન્ત તેજમાં થોડા કે લાંબા વખતે ભળી જઈશું. જે કાળ આ જગતમાં કાઢીએ છીએ તે વખતે અમને તે તેજથી વંચિત રાખીશ નહિ. જગતની અંદર તારાં તેજ અને એની તેજસ્વી પવિત્રતા અને અમારી વચ્ચે કલુષિત દીવાલો અમે ઊભી કરી છે. તારાં તેજને અમે માનુષી ચક્ષુઓથી જોઈ પણ ન શકીએ. તારા ભક્ત અર્જુન જેવાથી પણ તે તેજ જોઈ ન શકાયાં. જેમ હવા વગર રહી શકાતું નથી, તેમ તેજ વગર પણ રહી શકાતું નથી, તેથી જ સૂર્યદેવનાં તેજને રોજ તારા ઘણા ભક્તો

અર્ધ્ય ચઢાવે છે. તે તેજ જેમ અમારી બાહ્ય મલિનતા દૂર કરે છે તેમ તારું તેજ અમારી આંતરિક મલિનતા દૂર કરો! તારાં તેજથી દૂર થઈ અમે આ જગતમાં રહ્યા, ત્યારથી દોષ અને પાપથી અમે જકડાયલાં છીએ. પણ અમને પૂર્ણ શ્રદ્ધા છે કે તારાં તેજથી આ પાપ અને દોષ બળી જશે. જગતથી વિમુક્ત થઇને નહિ પણ જગતમાં રહી તારાં તેજથી પુનિત થઈ સેવામંત્ર સ્વીકારી અમારાં બહેનો ને ભાઇઓના દુઃખ ટાળવા તરફ અમને પ્રેર! પ્રભુ! તારાં તેજ તારા ગ્રહોથી, સૂર્યોથી અને તારાઓથી જ પ્રકાશતાં નથી, પણ દેવસ્થાનો, દેવળો, મસીદોમાંથી પણ પ્રકાશ આપે છે, અને જગતનાં દુઃખમાંથી વિસામો શોધતા આત્માને શાંતિ આપે છે. તારાં તેજ અમારાં બહેનો ને ભાઈઓના આત્મામાંથી પણ પ્રકાશ આપે છે. જગતના પયગમ્બરોનાં જીવનમાંથી અને શબ્દોમાંથી પણ તેજ પ્રકાશે છે. તેવો એક પયગમ્બર, પ્રભુ, તેં જગતને હમણાં દીધેલ છે અને તેનાં જીવન અને તેનાં ચારિત્ર અને તેના તેજોમય બોલ અમારાં જીવનનો પલટો કરો એમ પ્રાર્થના કરીએ છીએ! પ્રભુ! તારાં તેજ બળતી ચિતાઓમાં પણ રહેલ છે. તે બળતાં તેજમાં અમારાં ઘણાં સ્નેહીઓને જોયાં છે. અમારી એક વહાલસોઈ અને લાડસોઇ બહેનને તારા આ તેજના અંબારમાં હમણાં જોઈ. તે તેજથી અમારા મલિન વિચારો દૂર થાઓ અને તે તેજથી જે સ્નેહીઓને તે મૂકી ગયેલ છે તેમને તેનો વિયોગ ખમવાને શક્તિ આપો!

**શાંતિઃ શાંતિઃ શાંતિઃ**

## ઉપાસના

એક કવિએ ચિત્ર આલેખેલું છે કે નદીતટે સ્ત્રીપુરૂષો અને બાળકો રમે છે અને તે નદીનાં પૂર એક પછી એકને ઉપાડી લે

છે અને અપાર મહાસાગરમાં લઈ જાય છે,

"Still revellers danced, and sang and trod
The hither bank of Time's deep tide,
Still one by one they left and fared
To the far misty thither side."

"હજી મોજ માણનારાઓ કાળની ઊંડી નદીના આ કિનારા ઉપર નાચતાં અને ગાતાં હતાં. એક પછી એક તેઓ છોડીને ચાલ્યાં ગયાં અને દૂર દૂર બીજે કિનારે ગયાં."

બીજા કવિએ ચિત્ર આલેખેલ છે કે ચોપાટની બાજી રમાતી હતી અને કાળના ભયંકર હાથે એક પછી એક સોગઠું ઉપાડયું !

બે અનન્તતાની વચ્ચે આપણું જીવન મૂકાયલું છે. એક અનન્તતામાંથી આપણે જગતમાં જન્મ લઈએ છીએ અને બીજી અનન્તતામાં આપણે મૃત્યુ પછી ભળી જઈએ છીએ. દરેક ધર્મમાં આ સવાલ પૂછાય છે—Whence અને Whither—કયાંથી અને કયાં ? ઘણાંએ તરફડીઆં મારીએ છીએ, પણ આ કોયડાનો ઉકેલ મળતો નથી. બે તરફ બે ભયંકર સમુદ્ર અને વચમાં ટૂંકો રસ્તો ! ઊછળતાં કાળાં પાણીમાંથી તે રસ્તા ઉપર કોણ આપણી કિસ્તી લાવે છે અને તે ટૂંકો રસ્તો કાપ્યા પછી આપણને કોણ બીજા તેવા જ સમુદ્રમાં કિસ્તીમાં લઈ જાય છે ?

આ જગતનીનાટકશાળાનો પડદો કોણ ઉઘાડશે અને તેની પાછળ શું રહેલ છે તે કોણ બતાવશે ?

પ્રભુ ખ્રિસ્તે જીવનના આ કોયડા ઉકેલવાને ઘઉંના દાણાનું ઉદાહરણ આપેલું છે. તેમણે કહ્યું હતું કે: "ઘઉંનો દાણો જમીનમાં પડે અને મૃત્યુ ન પામે તો એકલો જ રહે છે; પણ જો મૃત્યુ પામે તો તેમાંથી ઘણા દાણા ઉત્પન્ન થાય છે."

તે સૂત્ર ઉપરથી તેમણે જીવનનો મોટો મંત્ર સમજાવ્યો:-"જે પોતાના જીવનને ચાહે છે તે તે જીવનને ખોશે; અને આ જગતમાં પોતાના જીવનને જે ધિક્કારે છે તેને અનન્ત જીવન મળશે."

છેલ્લાં થોડાં વર્ષ થયાં આપણુને આ બોધ મળે છે અને આપણામાંથી કેટલાક નસીબવાનોએ જીવનની કે ધનની કે સુખસંપત્તિની કે જગતના વૈભવોની કુરબાની આપેલી છે, જેથી કરીને હિંદમૈયાને અને પોતાની દેશભગિનીઓ અને ભાઇઓને ઉચ્ચતર અને ઉન્નત જીવન મળે. ત્યાગમાંથી સુખ મળે છે. મૃત્યુમાંથી જીવન મળે છે. તેથી જ જે ક્રુસ ઉપર ખ્રિસ્તદેવે પોતાનું છેવટનું બલિદાન આપ્યું તે ક્રુસ જગતની સંજ્ઞા રૂપે પૂજાયેલ છે, અને તેથી જ જાણીતા વિજ્ઞાનશાસ્ત્રી રૉસ (જેણે મેલેરિયાનાં જંતુને શોધી કાઢયાં) તેણે ગાયું છે કે–

" Lo, while we ask the stars
to learn the will of God,
his answer unawares
strikes sudden from the sod."

"પ્રભુની મરજી શું છે તે જાણવાને આપણે જ્યારે આકાશ તરફ જોઇ તારાઓને પૂછીએ છીએ, ત્યારે તે જવાબ કબરની માટીમાંથી (બળતી ચિતામાંથી) મળી આવે છે."

એક ઉપદેશકે કહેલું છે કે પ્રભુમાંથી વધારે ને વધારે ઉચ્ચતર જીવન જગતને જોઇતું હોય તો જીવન પ્રભુમાં ભળી જવું જોઇએ; એટલે કે મૃત્યુ તે જગતનાં ઉચ્ચતર જીવન માટે છે. ક્રુસ ઉપરનું મૃત્યુ તે ગંભીર અર્થસૂચક હતું કે એટલો આત્મત્યાગ–અંતિમ બલિદાન સુધી–આવશ્યક છે કે નવા જીવનની પ્રાપ્તિ માટે તેના અનુયાયીઓએ તેની સાથે તે ત્યાગમાં ભાગ લેવો જોઈએ.

આ પ્રમાણે મૃત્યુ ભયંકર નથી, પણ પ્રભુની સલ્તનતમાં અગત્યનો ભાગ ભજવે છે. તે તો એક સ્વર્ગનો દૂત છે જે પ્રભુની મરજી સંપૂર્ણ રીતે બતાવે છે. જ્યારે આ મૃત્યુ પર જીત થાય છે ત્યારે વિશ્વનો હેતુ સફળ થાય છે.

જીવનનું સાફલ્ય સ્વતંત્રતામાં છે. પ્રભુના ઊંચામાં ઊંચા આદેશ સ્વતંત્રતાના છે અને જે મૃત્યુ જીવનનાં બંધનોમાંથી છૂટાપણું બક્ષે છે અને બંધાયલી શૃંખલાઓ તોડી નાખે છે. તેના કરતાં વધારે આશાદાયી અને સુખદાયી શું હોઇ શકે?

" Labour now so to live, that at the hour of death thou mayest rejoice rather than fear."

"એવી રીતે જીવનની રચના કર કે મૃત્યુદેવનો ઘંટ વાગે ત્યારે ભયને બદલે તને આનંદ થાય."

વળી એમ કહ્યું છે કે :—

"Learn now to die to the world, that thou mayest then begin to live with Christ."

"જગતના તરફ મરતાં શીખ જેથી તું પ્રભુ ખ્રિસ્ત સમીપ જીવન ગાળવાનું શરૂ કરી શકે."

સૌ. લવંગિકાબ્હેન આજે દશ દિવસ ઉપર મૃત્યુ પામ્યાં. આપણે એમના આત્માની શાંતિ માટે મળ્યા નથી, કારણ કે એમના આત્માને તો જરૂર શાંતિ મળેલી જ છે; પણ પ્રભુ પાસે પ્રાર્થના કરવા મળેલા છીએ કે તે બહેન જે સ્નેહીઓને મૂકી ગયેલ છે તેમને આ દુઃખ ખમવાને હિમ્મત અને ધૈર્ય મળે. મુરબ્બી નરસિંહરાવભાઇ અને સૌ. સુશીલાબહેને ભૂતકાળમાં આવા ઘા ખમેલા છે; પણ પ્રભુના ઉપર ઊંડી શ્રદ્ધા અને નૈસર્ગિક હિમ્મતથી એ સઘળા ઘા શાંતિથી ખમેલા છે; તેવી જ શાંતિથી આ નવો કારી

ધા ખમવાની શક્તિ આપો. સૌ. લવંગિકાબહેન ફક્ત એમનાં કુટુંબમાં જ નહિ પણ સર્વત્ર એમના સ્નેહાળ સ્વભાવ, નૈસર્ગિક વિનીતતા અને સૌજન્ય, તથા હૃદયની સાત્વિક પવિત્રતાથી જે જે એમના સંબંધમાં આવતાં તેમનું મન હરી લેતાં. તેઓ ઘરમાં આવે ત્યારે સૂર્યનો પ્રકાશ સાથે લેતાં આવતાં અને બહાર જાય ત્યારે તે પ્રકાશમાંનો થોડો મૂકીને જતાં. યૌવનનો વસંતકાળ તેમનામાં જોવામાં આવતો, પણ તેની સાથે જ્ઞાન અને ધર્મનો સંયમ હતો. આવાં બહેન આપણને છોડીને ગયાં છે. જગતની ધર્મશાળામાંથી એમનાં ગાડાં ઉપડી ગયાં છે અને તાપણાં પડી રહ્યાં છે. આપણને થોડો કે વધુ કાળ હજુ ધર્મશાળામાં જ કાઢવાનો છે અને પ્રભુ પાસે પ્રાર્થના કરીએ કે જ્યારે જવાનો વખત આવે ત્યારે જેવી લવંગિકાબહેનની તૈયારી હતી તેવી જ તૈયારી આપણી હોય અને જે શાંતિથી અને ધૈર્યથી તેમણે તે લાંબી મુસાફરી સ્વીકારી લીધી તેવાં જ શાંતિ અને ધૈર્ય આપણે તે પ્રસંગે રાખી શકીએ.

**શાંતિ: શાંતિ: શાંતિ:**

ભરવસ્તીવાળા શહેરમાં એનુ ઘર હતું. શહેર પુરાણું હોઈ સારા રસ્તાઓનો અભાવ હતો. પણ પોળ બહુ હતી અને નાની ગલીકૂંચીઓ. તેમાં અસંખ્ય ઘરો આવેલાં હતાં અને તે ઘરોની અંદર સસલાંની માફક રહેતાં હજારો સ્ત્રીપુરૂષો. સસલાંને દર હોય છે તેમ આ ઘરો દર રૂપ હતાં. ખાવું, પીવું, પ્રકૃતિની બધી ક્રિયાઓ કરવી અને જીવન પૂરું કરવું. ઘર ઉપરનાં છાપરાં આકાશ તથા તેમાં પ્રકાશતા તારાઓ અને ઘરમાં રહેતાં સ્ત્રીપુરૂષોની વચ્ચે આવતાં હતાં. બારીમાંથી તેજ, પવન, સુંદર દેખાવો ને સુગંધને બદલે અંધકાર, મલિનતા અને દુર્ગંધ વધારે દેખાતાં હતાં અને આવતાં હતાં. ઘેરેઘેર પૂજાની વિધિ થતી પણ દેવસ્થાનના ઘંટ ને નોબત નહોતાં. ધાર્મિક પુસ્તકો કોઈ કોઈ ઠેકાણે વંચાતાં પણ ત્યાં પ્રભુને આહ્વાન ન હતું. હૃદયનાં મન્થન ન હતાં અને આક્રન્દ પણ ન હતાં. સુખ અને દુઃખ એ માનસિક સ્થિતિ ઘણે અંશે છે. તે શહેરનાં સ્ત્રીપુરૂષો પોતાની સ્થિતિને સુખરૂપ માની લે અને સંતોષિત રહે. પણ એક એવો પ્રસંગ આવે જ્યારે વીજળી ચમકે અથવા ધરતીકંપ થાય તો મનોદશા પલટાઈ જાય અને જગત ઉપર જુદી જ આંખોએ જોવાય. ધરતીકંપ થાય અને જે ઠેકાણે મહેલમહેલાતો હતાં તે ઠેકાણે ધૂળ

અને ઈંટોડાં રહે અથવા ઊંડા ખાડા પડે, તે જ પ્રમાણે મનઃસૃષ્ટિમાં ધરતીકંપ થાય છે અને આપણી આસપાસ આપણે જે પડળ કરીને બેઠેલા હોઈએ તે પડળ ફાટી જાય એટલે આપણા સંતોષ અને સુખનો અંત આવે.

જર્મનીના એક ગામડામાં એક ડોકટર હતા. તે અને તેની પત્ની પોતે માની લીધેલા સંતોષથી રહેતાં હતાં. એમના ગામમાંથી પસાર થતી એક મોટરને અકસ્માત થયો અને એક લક્ષાધિપતિ ગૃહસ્થને પોતાને ત્યાં રાખવા પડયા. તે ગૃહસ્થે ડોકટરનાં પત્નીને ચુંબન કર્યું. પરિણામે તેણે બહુ મહેનતે ઘડી રાખેલી પોતાની દુનિયા ભાંગી પડી અને તેને નવી સૃષ્ટિ રચવી પડી.

રેશમનો કીડો કોશેટામાં ભરાઈ રહી પોતાની સૃષ્ટિ ઘડે છે તેમ આપણે બધા પોતપોતાના કોશેટામાં ભરાઈ રહ્યા છીએ અને કોઈ ભયંકર અકસ્માત કે આફત,–પછી તે પ્રકૃતિની હો કે માનસિક કે ધાર્મિક હો,–આવી પડે ત્યારે તે કોશેટામાંથી બહાર નીકળી જગતને જોઈએ છીએ.

નાનાં બાળક હોઈએ છીએ ત્યારે કલ્પનાસૃષ્ટિ ઊભી કરીએ છીએ અને તે સૃષ્ટિને ખરી માની તેમાં જ રમ્યા રહીએ છીએ. કેટલાંએ બાળકો એકલાં એકલાં રમ્યા કરે છે અને વાતો કર્યાં કરે છે. પોતાની ઊભી કરેલી સૃષ્ટિમાં તેઓ જીવન ગાળે છે. તેજ પ્રમાણે યુવાવસ્થામાં પણ જુદી જ સૃષ્ટિ યુવકો અને યુવતીઓ ઊભી કરે છે.

ઉપર જણાવેલા ગામમાં રહેનારાં સ્ત્રીપુરૂષો પણ આ જ પ્રમાણે પોતાની જ સૃષ્ટિમાં વસતાં હતાં. એક પોળમાં રહેનાર તે આત્માને પણ એક વખત ચમક લાગી. પેલા ડોકટરની પત્નીને જીવનમાં પહેલાં ન મળેલો એવો પાપની છાયાવાળો પણ આત્માને ઉથલાવી નાંખે એવો મીઠો અનુભવ મળ્યો અને તેની બિચારીની દુનિયા ભાંગી પડી ! પેલ આત્માને

દેવાલયમાં એક પ્રતિમાનાં દર્શન થયાં. તે તો બાળક હતો. પાસે જઈ પણ કેમ શકે ? પણ દૂરથી દર્શન થયાં. જીવનમાં ધરતીકંપ થયો અને જૂની દુનિયા ભાંગી પડી. પ્રભુએ કહ્યું હતું કે હું આવું છું તે કલહ કરાવવા. તે દર્શન પછી તે બાળકને માબાપ ઓળખી ન શક્યાં અને નવી સૃષ્ટિ બનાવવા પાછળ તેને અરણ્યવાસ ભોગવવો પડયો. દરેક આત્મા આ જગતના સમુદ્રમાં જુદો ટાપુ છે. તેમાં પણ જેમને તેજ જોવુ છે, તેમનો તો બેટ તદ્દન અલગ છે. ખડકની સો ફીટની ઊંચી દીવાલો સમુદ્રમાંથી ઊભી થાય છે અને ઝાડપાન વગરનો તે ટાપુ સમુદ્રનાં મોજાંનો ભાર ખમતો ઊભો રહે છે. તેના ઉપર દીવાદાંડી હોય છે અને તે દીવાથી વહાણવટીઓ તે ટાપુથી ચેતતા રહે છે.

કોઈ પેગમ્બરનો જન્મ તે જગતને ધરતીકંપ જેવો છે. પ્રકૃતિથી ઉપસ્થિત થયેલો ધરતીકંપ શહેરોનાં શહેરો ઉથલાવી નાંખે છે, હજારો મનુષ્યોને મારી નાખે છે, અને જે ઠેકાણે તે વિપ્લવ સ્પર્શે છે તે ઠેકાણે સર્વ ઉજ્જડ કરી મૂકે છે. પેગમ્બર જૂના સિદ્ધાંતોનો નાશ કરે છે, જૂની સૃષ્ટિઓને ભાંગી નાખે છે અને જગતની અંદર માનસિક અને ધાર્મિક વિપ્લવ જગાવે છે. પ્રભુ ખ્રિસ્તનો જન્મ થયો, ત્યારે જૂના મતનું ખંડન થયું અને નવો આદેશ જનતા સમક્ષ મૂકાયો. વ્યક્તિએ વ્યક્તિનાં જીવનમાં અને પ્રજાએ પ્રજાનાં જીવનમાં તે નવા આદેશથી વિપ્લવ થયો છે અને જગતનો ઈતિહાસ ફરી ગયો છે. જે આપણા કોશેટાને કાઢી નાખે છે, આપણી જૂની સૃષ્ટિઓને ભાંગી નાખે છે, આપણા સંતોષને બાળી મૂકે છે, તેને ઘણી વાર આપણે દોષ દઈએ છીએ અને કદાચ ગાળ પણ દઈએ છીએ. પ્રતિમાશૂન્ય મંદિરના પૂજારીને કેટલાએ કેટલી વાર સંબોધેલું છે કે 'દેવ! અમને

અમારી ગટરોમાં પડી રહેવા દ્યો. અમારાથી આ તેજ ખમાતું નથી.'

પેલા આત્માને જૂની સૃષ્ટિ ભાંગી ગઈ એટલે જેમ આપણું એક વખતનું વહાલું ઘર પડી જાય અને જે દુઃખ થાય તેવું દુઃખ થયું; પણ દુઃખ થવાથી જેમ ઘર સુધરતું નથી, તેમ વેદના સહેવાથી એક વખતની જૂની સૃષ્ટિ પાછી આવતી નથી. જેમ નવી સૃષ્ટિ તેમ નવી ભાવનાઓ, નવાં સ્વપ્નાંઓ, નવી આકાંક્ષાઓ અને નવું જ્ઞાન. જ્ઞાન વગર પાપ નથી. તે પોળોમાં રહેનાર સ્ત્રીપુરુષો, જે કર્મ અથવા વિચાર પાપ મનાય છે તે કર્મ નહિ કરતાં હોય અને તે વિચાર નહિ કરતાં હોય? પણ જ્યાં સુધી તે જ્ઞાન નથી, ત્યાં સુધી તે કર્મ કે વિચાર પાપ નથી અને ત્યાં સુધી પશ્ચાતાપ નથી. પ્રભુએ જગત બનાવ્યું ત્યારે મનુષ્યોને બુદ્ધિ આપી, પાપ અને પુણ્ય પારખવાની. પણ તે બુદ્ધિ ઉપર આવરણ આવી ગયાં હોય, અથવા તેનો પ્રકાશ બહાર પડવાને અવકાશ જ નહિ મળ્યો હોય તો તે પારખ આવે કયાંથી? જેને આ પારખ નથી તેને ખૂન એ પાપ નથી, વ્યભિચાર એ પાપ નથી, ચોરી એ પાપ નથી. પ્રભુના દશ આદેશોમાંથી કોઇનો પણ ભંગ થાય તો તેને પશ્ચાતાપ નથી. પણ તે બુદ્ધિ આવે, તે આવરણો નીકળી જાય, જૂની સૃષ્ટિ ભાંગી જાય ત્યારે ભાઇને કડવો બોલ કહ્યો હોય તે પણ પાપ છે, અને તેને માટે પણ પશ્ચાતાપ છે. સ્ત્રીને માટેનો ખોટો વિચાર પણ પાપ છે. ગરબે રમવાને આવેલાં માને 'મહોલે પધારવાનું' કહેનાર પાવાગઢના મહારાણાનું પાવાગઢ 'એળે ગયું' અને તે પણ 'આજથી છઠ્ઠને છ માસે!'

જેમ જૂની સૃષ્ટિમાં સ્વાસ્થ્ય હતું, તેમ કેટલીએક નવી સૃષ્ટિઓમાં પણ સ્વાસ્થ્ય છે. જેમ અજ્ઞાનમાં પાપના

ભડકા જણાતા નથી, તેમ કેટલાએક જ્ઞાનમાં પણ જણાતા નથી. એક વિજ્ઞાનશાસ્ત્રીએ એક વખત કહ્યું કે વિજ્ઞાનશાસ્ત્રની શોધથી જગતમાંથી (કે વિશ્વમાંથી ?) પ્રભુનું તત્ત્વ કાઢી મૂકવામાં આવેલું છે. સ્વતંત્રતાને માટે અહાલેક લેનારા કેટલાક કહે છે કે ધર્મને લીધે ઝગડા થાય છે અને સ્વતંત્રતાનો નાશ થાય છે માટે પ્રભુનું નામ વર્જ્ય ગણવું. મજૂર પક્ષના અંતિમ ઉપાસકો રશિયામાં એમજ કહે છે અને પ્રભુના નામને દોષિત ગણે છે. પ્રભુનું નામ વર્જ્ય ગણશો તો પાપપુણ્યને પણ જૂની સૃષ્ટિ પ્રમાણે વર્જ્ય ગણવાં પડશે એટલે કે એનો ખ્યાલ ન રાખવો. આત્માને એકલી રોટલીથી ચાલવાનું નથી. જેમ તેને સ્વપ્નાં છે, આશા છે, અભિલાષા છે તેમ તે પોતાની અંદર રહેલા સાપથી બીએ છે. એક મહાન ભવ્ય દેવળ છે. ત્યાં ઘૂંટણીએ પડી ક્રુસની આગળ એક બહેન પોતાનાં આંસુથી પાપને ધુએ છે. તે સર્પના ડંખથી ઉત્પન્ન થયેલ ઝેરથી પીડાય છે અને તે ઝેરના ભડકામાંથી બચવાનો એક જ ઉપાય શોધેલો છે.

આપણે છીએ અને આપણે હોવા જોઈએ એ બે સ્થિતિની વચ્ચે હંમેશનો ઝગડો છે અને જો આ ઝગડો ન હોય તો ઉત્કર્ષની આશા રહેશે નહિ. સાધુ પીટરે એક વખત કહ્યું હતું કે: 'પ્રભુ, તું મારી પાસેથી ચાલ્યો જા, કારણકે હું પાપી છું.' આ બૂમ બધા આત્મામાં છે, બધાય આત્માને પાપની ઝાળ લાગેલી છે અને પ્રભુની આગળ બધાય આત્માથી ચીસ પડાય છે. પેલી પોળમાં રહેતા આત્માને પણ ઝાળ લાગી, પણ જ્યારે તે ઝાળ લાગી ત્યારે ત્યાં રહેતાં બીજાં સ્ત્રીપુરુષો સાથે કાંઈક સામ્ય સધાયું. અરણ્યમાં રહેતા આત્માને એમ લાગે છે કે આ રેતીઆ ડુંગરાઓમાં બીજી પણ ઝૂંપડીઓ છે અને બીજા પણ આત્માઓ છે, જેઓ તે જ તપેલી રેતીથી અને તે જ ભયંકર

એકાંતપણાથી પીડાય છે. આ બધી રેતીની પાછળ, આ પાપનાં ઝેર પાછળ સાંત્વન આપનારું સત્વ છે-બલ છે, જે અરણ્યને પણ શાન્તિમય બનાવે છે. આ સત્વને–આ શક્તિને પાપના પશ્ચાતાપથી બળતો આત્મા કહે છે–કહેવાની તેને ઉત્કટ ઇચ્છા થાય છે:

હું તને અર્પવા મારા હાથમાં કશું લાવ્યો નથી,
માત્ર તારા ક્રુસને વળગવા આવ્યો છું.
કેવળ નગ્ન, હું તારી પાસે વસ્ત્રોની યાચના કરતો આવ્યો છું,
કેવળ અસહાય, હું તારી કને સહાયમાગી રહ્યો છું.

યાહુદી લોકોના હજારો વર્ષ ઉપરના નેતા મોઝીસને માટે એક પુસ્તક પ્રસિદ્ધ થયું છે, જેની અંદર એમ લખવામાં આવેલું છે કે પ્રભુ કોઈપણ પાપ માફ કરે પણ માણુસ માણુસની સામે પાપ કરે તે કદી માફ કરશે નહિ. પ્રભુ ખ્રિસ્તના દરેકે દરેક પેગામમાં બન્ધુભાવ અને ભાઈચારા ઉપર ભાર મૂકવામાં આવેલો છે. ખ્રિસ્તના ઘણાએ પેગામ છે, ઘણીએ આત્માની બૂમ છે, દુઃખી માનવ જાતિ માટે ઘણાએ વિસામા છે; પણ તે બધા સંદેશાઓમાં બન્ધુભાવ ઉપરનો સંદેશો મોટો છે. એમણે જે નામ ધારણ કર્યું તે નામમાં પણ માનવજાતિની સાથે સામ્યતા રહેલી છે. Son of Man–માણુસનો છોકરો–પોતાની પ્રભુતા મૂકી માણુસજાતિમાંના એક થવાનું તેણે પસંદ કર્યું. યાહુદી લોકોએ તેને મુગટ અર્પણ કર્યો પણ તે મુગટને તેણે પાછો ઠેલ્યો અને આમ પાછો ઠેલવામાં પોતાનું મૃત્યુ માંગી લીધું. તેના બાર શિષ્યોમાંનો એક જુડાસ જેણે દેવને રોમન લોકોના અને યાહુદીઓના ધર્મગુરૂના હાથમાં સોંપ્યા તે તો રાષ્ટ્રીય પક્ષનો રાજદ્વારી નેતા હતો. એની આશાઓ ઉચ્ચ હતી. તેને તો રોમન લોકોને પોતાના દેશમાંથી કાઢી સ્વરાજ્ય પ્રાપ્ત કરવું હતું. યાહુદીઓમાં લોકવાયકા હતી, તેમના પેગમ્બરોનો સંદેશ હતો કે તેમને પોતાનો રાજા મળશે જે પેલેસ્ટાઈનને પરરાજાની ઝુંસરીમાંથી છોડવશે. જ્યારે ખ્રિસ્તે બોધ દેવાનો શરૂ કર્યો અને હજારો લોકો તેની પાછળ ગાંડા થયા, ત્યારે જુડાસે જોયું કે હવે

તેના કમનશીબ દેશને માટે તક આવી છે. તેણે ખ્રિસ્તને મુગટ આપ્યો, પણ ખ્રિસ્તે તો કહ્યું કે મારું રાજ્ય આ જગતનું નથી.

વારંવાર એણે પ્રભુને પિતા તરીકે સંબોધેલ છે અને બધાં ભાઈબહેનોને કહેલું કે તમે બધાં એક જ પ્રભુનાં છોકરાંઓ છો. ગરીબમાં ગરીબ, દુઃખીમાં દુઃખી, માણસની સરખી જ કોટિમાં પોતાની જાતને મૂકી અને આ બંધુભાવ ઉપર રચાયેલું રાજ્ય પ્રભુ પાસે આ જગત માટે માગ્યું. જગતમાં બધાં જ સરખાં છે અને કોઈને પોતાના ભાઈની તપાસ કરવાનો હક્ક નથી. Judge not that ye be not Judged. કોઈનો ન્યાય કરો નહિ, જેથી તમારો ન્યાય થાય નહિ. એક મનુષ્ય પોતાના ભાઈના દિલને પણ દુઃખ લગાડે કે એને નુકસાન કરે એ ખ્રિસ્તથી ખમાતું નહિ. તેઓ તો ક્ષમાની જ્વલંત પ્રતિમા હતા. કારણ કે તે ક્ષમા માનવજાતિની બન્ધુતા ઉપર રચાયેલી હતી. ક્રુસ ઉપર ભયંકર મોત મળતાં તેમણે પ્રભુની સ્તુતિ કરી હતી કે "પિતા એમને માફી આપજે, કારણ કે તેઓ શું કરે છે તેની તેમને ખબર નથી." આ દેવતાઈ ક્ષમાનું વિગતવાર પૃથક્કરણ તેમણે અગાઉ ઘણી વાર કરેલું. આ રહ્યા એમના એક વખતના બોલ: "જો તારો ભાઈ દોષ કરે તો તેને ખાનગીમાં તેનો દોષ કહે. જો તને તે સાંભળશે તો તારો ભાઈ તેં મેળવ્યો છે." કેટલી તીવ્ર દયામય માંગણી કે આપણા કોઈ પણ ભાઈથી આપણે વિખુટા નહિ પડીએ. ઘણાએ આપણે એવા દાખલા જોતા નથી ?–કે જેમાં પનોતા ભાઈને ધગધગતી ચિતામાં બળતો જોયા પછી જ પશ્ચાતાપ થાય છે અને તે મૃતદેહના મુખમાંથી એક મીઠો શબ્દ સાંભળવાને તે વખતે માણસ પોતાનો આત્મા પણ વેચી નાખે એવો વખત આવે છે !

પ્રભુ ખ્રિસ્ત આગળ વધીને એમ કહે છે કે: "જો તારો

ભાઈ તારા બોલવા તરફ લક્ષ ન આપે, તો તારી સાથે બીજા એક બે સ્નેહીઓને લઈને જા કે જેથી બધા સાક્ષીઓનાં મોઢામાંથી તું કહે છે તે સત્ય તરીકે પુરવાર થાય." જો આ પ્રમાણે પણ પેલો ભાઈ માને નહિ તો દેવળમાં જઈને કહેવાની આજ્ઞા કરી અને તેમ છતાં પણ ન માને તો તેનો અસહકાર કરવાની સલાહ આપી. પણ આવી જાતનો અસહકાર તો ત્યારેજ થાય કે જ્યારે બીજા સર્વે ઉપાયો ખુટી ગયા હોય.

મહાત્માજીએ ઘણીવાર કહેલું છે કે સંયમને કોઇ હદ હોતી નથી. ક્ષમાને પણ હદ નથી. પીટર નામના એક શિષ્યે ખ્રિસ્તને એક વખત પૂછયું: "પ્રભુ! મારો એક ભાઈ મારો દોષ કરે તો કેટલી વખત તેને મારે માફી આપવી જોઈએ? સાત વખત?"

પ્રભુનો જવાબ તૈયારજ હતો. "સાત વખત નહિં પણ સાતને સી-તેરે ગુણાએ એટલી વખત."

ખ્રિસ્તના બધાં બોધવચનોમાં ઘરગથ્થુ દૃષ્ટાંતો ઘણી વાર જોવામાં આવે છે. આવાં દૃષ્ટાંતોથી તેમનાં બોધવચનો ઉપર અજવાળું પડે છે અને જનતા ઉપર હૃદયભેદક અસર થાય છે. આવું જ એક દૃષ્ટાંત એમણે આ વખતે આપ્યું.

એક રાજા હતો તે પોતાના નોકરો તરફ બહુ જ માયાળુ હતો. એક નોકર દશ હજાર રૂપિયા (બાઇબલમાં તો ત્યારના સિક્કાનો ઉલ્લેખ છે.) ઉછીના લઈ ગયો હતો અને પાછા વાળતો ન હતો. તે રાજા પાસે આવ્યો, ત્યારે બહુ કાલાવાલા કર્યા ત્યારે રાજાએ તેને માફી આપી અને તેનું દેવું પણ માફ કર્યું. તે નોકર છૂટીને બહાર ગયો ત્યારે તેણે પોતાના એક જાતભાઇ નોકરને પકડ્યો કે જેણે એની પાસે ફક્ત સો આના લીધા હતા અને પેલાએ બહુ કાલાવાલા કર્યા પણ તેણે સાંભળ્યું નહિ અને તેને કેદમાં નંખાવ્યો. આ વાતની રાજાને ખબર પડી ત્યારે

તેણે પોતાના નોકરને બોલાવ્યો અને પૂછ્યું કે મેં તારું મોટું દેવું માફ કર્યું ત્યારે તારે એનાથી ઘણું જ ઓછું તારા ભાઈનું દેવું માફ કરવું જોઈતું ન હતું ?

આપણે આપણાં મોટાં પાપો માટે પ્રભુની દયા હરહમેશ માંગીએ છીએ, પણ આપણો ભાઈ કે બ્હેન સ્હેજ પણ આપણો દોષ કરે તો એને ક્ષમા આપી શકતા નથી. આપણી વાડીઓ જુદી કરી છે અને આપણી વાડી સુંદર બનાવવાને બદલે આપણા ભાઈની સુંદર વાડીનો નાશ કરવા માંગીએ છીએ. પ્રભુને તો મનુષ્યોના ભાઇચારાની એટલી મહત્તા જણાઈ હતી, કે તેમણે કહ્યું હતું કે જ્યાં જ્યાં મારા નામથી બે કે ત્રણ મનુષ્યો પણ એકઠાં થયાં હોય ત્યાં હુ એમની વચમાં છું.

રેતીવાળા ડુંગરાઓમાં જ અરણ્ય હોતું નથી. ભરવસતિવાળાં શહેરોમાં પણ અરણ્ય હોઈ શકે છે અને સંયુક્ત કુટુંબથી ઉભરાઈ જતાં ઘરમાં પણ કેટલીયે વખત આત્માને રણનાં એકાંત અને નિર્જનતા ભાસે છે. એક મોટા શહેરના સૌથી વધારે વસતિવાળા રસ્તા ઉપર 'બળબળતે બપોરે' એક ભાઈ રણની ઊની રેતીમાં એકલો પડયો હોય તેમ પડયો હતો! મોટાં શહેરોમાં ઘણા પુલ હોય છે. રેલ્વે લાઈનિ ઓળંગવાને, વસતિવાળા રસ્તા ઓળંગવાને વગેરે શહેરની સગવડ માટે પુલો કરેલા હોય છે. એવા એક પુલ પાસે તે આત્માની ઝૂંપડી હતી. આખો દિવસ અને અર્ધી રાત ત્યાંથી સેંકડો સ્ત્રી પુરૂષો પસાર થતાં હતા. તે ઝૂંપડીની બારી એવી હતી કે સ્ત્રી પુરૂષોના ચહેરા દેખાતા નહોતા, પણ ફક્ત પગ દેખાતા હતા. ટેનિસને એક કાવ્યમાં વર્ણન આપેલું છે કે એક ઉમરાવ સ્ત્રી નદીની પાસેના પોતાના ઘરમાં આરસી સામી બેસી રેંટિયો કાંતતી રસ્તા ઉપરથી પસાર થતા લોકોને તે આરસીમાં જોયા કરતી હતી. તે આત્મા પોતાના ધ્યાનમાં અને વાંચનમાં પેલી બારીમાંથી તેવા સેંકડો પગોને જોઈ રહ્યો હતો. એક મિત્ર બ્રિટીશ પાર્લામેંટને માટે ઉમેદવાર તરીકે ઊભા રહ્યા હતા. તેમની પાસે બધા મતદારોને તેડવા જવા માટે મોટરગાડીઓ નહોતી, તેથી તેમણે બધાને કાગળ લખ્યા હતા કે જે સિદ્ધાંતોને માટે પોતે લડી

રચ્યા હતા તે સિદ્ધાંતો જો મતદારોને અનુકૂળ હોય તો પોતે ચાલીને મત નોંધવા જવું. આ પત્ર ઉપર કેટલાયે પગો ચાલતા હોય તેવું ચિત્ર આપવામાં આવ્યું હતું. તે પગમાં ગતિ હતી, ઉત્સાહ હતો, સિદ્ધાંતને માટે ત્યાગ હતો. આવા પગ પણ તે બારી પાસેથી પુલ ઉપર પસાર થતા હતા. જમીન ઉપર જાણે તે પગ ચાલતા જ નહિ હોય એમ લાગતું હતું. રબરનો દડો જમીન ઉપર પડતાંની સાથે જ પાછો કૂદે છે એમ તે પગ જમીન ઉપર પડતાંની સાથે જ બીજું ડગલું લેતા હતા. કેસરિયા સાડીથી ઢાંકેલા પગ હતા, સફેદ સાડીથી આચ્છાદિત પગ હતા, રેશમી સાડી પણ નજરે પડતી હતી. તે પગને લઈ જનાર મનોવૃત્તિ સબળ હતી, તીવ્ર હતી. રેલ્વેનાં એન્જિનનાં એકલાં પૈડાં જોઇએ તો જે પ્રમાણે હેતુની તીવ્રતાનું ભાન થાય છે, એ જ પ્રમાણે તે પગો જોઇને ભાન થતું હતું. પુરૂષોના પગો પણ અંતિમ ધ્યેયથી પ્રેરિત ઉત્સાહથી જતા હતા.

વચમાં વચમાં બાળકોના નાચતા ને કૂદતા પગો જણાતા હતા. તે મોરની માફક થનગન થનગન નાચતા હતા. રસ્તાની એક બાજુએ રહી શકતા નહોતા, પણ એક બાજુથી બીજી બાજુ સ્વચ્છંદ રીતે કૂદતા જતા હતા. પણ હંમેશાં તે બાળપગો એકલા નહોતા. સાથે સાડીથી ઢાંકેલા કુમળા પગો જણાતા હતા. તે પગ જગતના પ્રતિબંધથી નાચી શકે નહિ, પણ તેનામાં કવચિત્ થનગનાટ જણાતો. બાળકના પગ તે પગને દોરતા અને પોતાનો આનંદ યુવાન માતાના પગને અર્પતા. સહેજ ધીમે ડગલેથી ચાલતા સ્ત્રીના પગો અને સાથે બાળક પગની બે ત્રણ જોડી પણ માલુમ પડતી. આવા પગમાં થનગનાટ જણાતો નહોતો, પણ યૌવન હતું અને યુવાવસ્થાના રંગ હતા, ધરતીમાતા સાથે તે પગને સ્નેહ હતો, કારણ જગત સાથે વેરનાં મંડાણ થયાં ન હતાં. તે આત્માને,

આવા પગ બારી પાસેથી પસાર થતા ત્યારે, કવિ બ્રાઉનિંગનું વાકય યાદ આવતું: જગત બધું સારું છે, કારણુ તેમાં પ્રભુ છે! સૂર્યનો પ્રકાશ મીઠો લાગતો અને બધું તેજથી ભરેલું લાગતું.

એકાએક સૂર્યનો પ્રકાશ ઝાંખો પડતો લાગ્યો. કાળી સાડી ને સુકોમળ પગ અને સાથે બાળકના ધીમે ચાલતા પગ જણુાયા. તે બહેનના પગ ઉપર જમાનાનો બોજો જણુાતો હતો. પગમાં ગતિ નહોતી, ઉત્સાહ નહોતો, આનંદ નહોતો. આંખો રડતી હતી કે નહિ તે તો બારીમાંથી તે આત્માને જણુાતું નહોતું, પણુ પગ તો રડતા હતા, ચોધાર આંસુએ રડતા હતા. મોટાં ઝાડ ઉપર વીજળી પડે ત્યારે ઝાડ સુકાઈ જાય છે. તે બહેનના પગ ઉપરથી જણુાતું કે તેના ઉપર પણુ વીજળી પડી હતી, અને આખું ચેતન હરાઇ ગયું હતું. ને નાજુક શરીરનો ભાર પણુ ઊંચકવાનું અસહ્ય લાગતુ હતું અને થાકેલો ઘોડો જેમ તબેલા તરફ વળે છે તેમ તે પણુ પોતના ઘરના ખૂણામાં ચટાઈ તરફ વળતા હતા. તે પગ ઉપરના દુ:ખના બોજાએ તેની સાથેના બાળકના પગ ઉપર પણુ અસર કરી હતી. જ્યાં નાચ જોઈએ ત્યાં ધીમી ગતિ હતી; જ્યાં કૂદકા જોઇએ ત્યાં આળસ હતું. કાળો પડછાયો ગયો અને સૂર્યનો પ્રકાશ પાછો પેલી ઝૂંપડીમાં પડવા લાગ્યો.

બે જોડી પગની સાથે ચાલતી હતી. એક જોડી સાડીવાળા પગ હતા, બીજી ધોતિયાંવાળા. બે જોડી એકી ઢબે, એક તાલે ચાલતી હતી. એકેકના તરફ આકર્ષણુ ખેંચતું હતું, જાણે જરા પણુ છેટું દુ:ખકર હોય. તે ચાલમાં નૃત્ય હતું અને હાસ્ય હતું, હૃદયના ઉમળકા તે બે પગની જોડીમાંથી પણુ નીકળી આવતા હતા. જગતની શરતમાં આ જોડી ઉતરેલી હતી. આગળ પંથ લાંબો હતો, પણુ આ લાંબી કૂચની શરૂઆત શ્રદ્ધા અને પ્રેમથી કરવામાં આવી હતી.

પેલો આત્મા દુ:ખના અનુભવથી વિચાર કરે છે કે આ પગની

જોડી થાકી તો નહિ જાય અને આ ઉત્સાહ મજલ પૂ
થાય ત્યાં સુધી ચાલશે કે ?

વળી પાછી પગની બે જોડી જણાઈ. પણ એક જોડી સાડીથ
આચ્છાદિત અને એક જોડી ધોતિયાંથી ઢંકાયેલ એમ નહિ, પણ
બંને જોડી ધોતિયાંથી ઢંકાયેલ જ હતી. યુવાવસ્થામાં જોરથ
પૃથ્વીને પછાડતા હતા અને વાડ કૂદવાને, કે ખાઈ ઓળંગવા
તે પગ તત્પર જણાતા હતા. એકીઢબે, એકતાલે તે જોડી પણ
ચાલતી હતી અને હૃદયની એક જ ભાવના બંનેને પ્રેરતી હો
એમ લાગતું હતું.

વળી પાછી બે જોડી પગની દેખાઈ. આધેડ ઉંમરના પગ
લાગતા હતા. એક જોડી સ્ત્રીની, બીજી પુરુષની. ચાલવામાં એ
ઢબ નહોતી ને એક તાલ નહોતો. 'તૂટયો મારો તંબૂરાનો તાર
ભજન અધૂરું રે રહ્યું ભગવાનનું'. જીવનનો તાર તૂટયો હતો અ
જીવનનું સંગીત પૂરું થયું હતું. એક ગાડાંને બે બળદ જોડેલ
હોય અને એક આમ ખેંચે, બીજો તેમ ખેંચે, પણ ગાડું આખ
ધીમે ધીમે ગબડે તેમ આ બે જોડીનો સંબંધ લાગતો હતો
ઉત્સાહ અને વેગ કયારનાંયે ઊડી ગયાં લાગતાં હતાં, અને જમી
ઉપર પગ ઘસડાતા હતા. મેઘધનુષ્ય પકડવાને બાળકો દોડે
તેમ સીધી દૃષ્ટિથી પગ ઊપડતા નહોતા, પણ પ્રાસંગિક કામ માં
જવું પડે છે માટે જતા હતા.

પેલો આત્મા બારીમાંથી જોયા કરે છે. સેંકડો પગ
આવજા કરે છે. બે જોડી પગની દેખાઈ, પણ સાથે બે લાકડીન
ટેકા પણ જણાયા. પગે કરચલી વળી ગઈ હતી. લાંબી મુસાફરી
પૂરી કરી આવેલ પગ લાગતા હતા. જુદે જુદે સ્થળે યાત્રા થ
હતી; પણ હવે યાત્રાનો અંત આવ્યો લાગતો હતો. લાંબી યાત્રાથ
થાકી ગયેલ છતાં બંને જોડીની ચાલમાં એક જ ઢબ અને એક જ

તાલ હતાં. દેવસ્થાનનાં પગથિયાં ચઢી ચઢીને પગનાં તળિયાં લીસાં થઈ ગયાં હતાં, પણ પગ તે પગથિયાં સાથે જ ચઢવાને શીખ્યા હતા તેમજ નદીનાળાં સાથે જ ઓળંગવાને શીખ્યા હતા. તે પગમાં તાલીમ હતી અને ભક્તિ હતી.

બારીમાં આવતાં તેજ ઢંકાયાં. બે જોડી નહિ પણ ચાર જોડી પગની હતી. સાથે લાકડી પણ હતી. કંઈક બોજો ઊંચક્યો હોય તેમ સહેજ પગ લચકાતા હતા. શું હશે ? કોઈ ભાઈ કે બહેનની છેલ્લી યાત્રા હશે ?

ચીંથરેહાલ પગ જણાયા. સાડી નહોતી, પણ સાડીના કટકા હતા. ધ્રૂજતા અને બીતા પગ હતા. જગતની લાત ને હાડધૂડ ખમેલા પગ હતા. શિકારી કૂતરાઓ લોંકડી કે સસલાંની પાછળ પડે ત્યારે કોઈ પણ દર કે ગુફા શોધતાં તેઓ દોડે છે કે જેથી પોતે તેમાં ક્ષણભર પણ આશરો લે; તેમ આ પગ દર કે ગુફા શોધતા હતા. જગત તે પગની પાછળ પડેલ છે, તેનું ભયંકર ભસવું દરેક પળે પાસે સંભળાય છે, અને હમણાં ચીરી ખાશે એમ ભય રહે છે. પગમાં વિહ્વળતા જણાય છે પણ દોડવાની શક્તિ નથી ને લથડિયાં ખાય છે. તે પગ પારણામાં પોઢયા હશે, પલંગમાં તેમણે આરામ લીધો હશે, કોઈ સ્નેહીએ તે પગની પાનીને હાથ ફેરવ્યો હશે, પણ અત્યારે તો તે પગને આરામ નથી, વિસામો નથી અને કયાં જવું તેનું ભાન નથી.

જગત કહે છે કે ધરતીમાતાને મન બધું ય સરખું. તેના ઉપર પાપી પણ ચાલે અને પુણ્યશાળી પણ ચાલે. પણ પેલા આત્માને એમ લાગતું નહોતું. તે તો આખો દિવસ રસ્તાનો અભ્યાસી હતો. તે એમ જોઈ શકતો કે રસ્તાને પણ લાગણી છે. કોઇ વાર તે કકળે છે, કોઈ વાર તે રડે છે, કોઈ વાર તે બાળક પગને રમાડે છે અને કોઈ વાર પગલાંને પૂજે છે.

તે આત્માએ જોયું કે રસ્તાને અનુકમ્પા આવી હોય એમ લાગ્યું,–જાણે ધરતીમાતાને પોતાની એક દીકરીને માટે દયા આવતી હોય ! તે રમણીય પગની આસપાસ સુંદર સાડી હતી. ધરતીમાતાથી પગ શરમાતા હોય તેમ આછા પડતા હતા. જગતની અમૂલ્ય અને અપ્રતિમ વસ્તુ માગતા હતા, પણ તે માગણીમાં સેંકડો જન્મના આર્દ્રભાવ ને દયા હતાં. તે પગ ખુલ્લા હતા, પણ જનતાએ બાંધેલી શૃંખલા તેમની આસપાસ વીંટળાઈ હોય એમ જણાતું હતું. મેરી મેગ્ડેલને જ્યારે આખા જેરૂસલેમનાં હૃદય હરી લીધાં હતાં, ત્યારે આવાજ પગે તે નૃત્ય કરતી હશે. પણ તેમ જ્યારે પ્રભુ ખ્રિસ્તનાં પહેલાં દર્શન થયાં, ત્યારે તેનુ આખું શરીર યુગયુગની તૃષા છિપાવવાને તે દર્શન પીતું હતું. ત્યારે તેના પગ પણ પાપ કાઢવાને અને પવિત્રતા ગ્રહણ કરવાને એવા જ ઉત્સુક થઈ રહ્યા હશે. તે ઉત્સુકતા આ પગમાં હતી, પાપની છાયા હતી, પણ તે છાયા દૂર કરવાને ઉત્કંઠા હતી.

પછી જે પગની જોડી જણાઈ તેના ઉપર મેંદી મૂકેલી હતી અને નુપૂર હતાં. પાનેતર ને પીળી ચુંદડી પહેર્યાં હતાં. પગમાં નવચેતન હતું, સ્ફુરણા હતી, પણ લજ્જા ય હતી. શયનગૃહનો ઉંબરો પહેલી વખત ઓળંગતાં ખચકો થાય તેવી તે પગની દશા હતી. ઉંબરો ઓળંગવો છે, જીવનની સહચરી બનવું છે, પણ ઉંબરો ઓળંગાતો નથી. પતિ બારણાં સુધી આવી સત્કાર કરે તો સહેલાઇથી ઓળંગી શકાય, પણ રસ્તા ઉપર તો પગને અચકાતાં, શરમાતાં પણ ચાલવું પડે છે.

રસ્તા ઉપર એકદમ લોકોની મેદની વધી ગઈ. ચાલવાની જગ્યા ન રહી, ઊભા રહેવાની જગ્યા ન રહી. ગુરુદેવ આવતા હતા. પ્રતિમાશૂન્ય મંદિરના પૂજારી આવતા હતા અને તેમના દર્શન માટે આતુર એમના ભક્તજનો રાહ જોતા ઊભા હતા.

થોડી જ વારમાં લોકોએ જગ્યા કરવા માંડી અને પૂજારીદેવનાં પુનિત પગલાં જતાં જણાયાં. ત્યાગી અને સંન્યાસીના પગ હતા, પણ તેની અંદરથી અલૌકિક તેજ ને બળ ચમકતાં હતાં. ઇંગ્લાંડમાં તેઓ ઊતર્યા તે વખતના દેખાવની એક ફિલ્મમાં થોડીએક મિનીટ એ બે જ પગ એકલા દેખાય છે અને કકડતી ઠંડીમાં અને વરસાદમાં માત્ર ચંપલથી આચ્છાદિત તે બે પગ પોતાના ધ્યેય તરફ આગળ ને આગળ ચાલ્યા જતા હતા. ધરતીમાતા તે પગથી પોતાને પુનિત થયેલી માનતી હતી.

પુલની પાસેની તે ઝુંપડીની બારીમાંથી તે આત્મા સેંકડો સ્ત્રીપુરૂષોને જતાં આવતાં જુએ છે અને જગતનાં અરણ્યમાં સેંકડો પગો પોતાનાં પગલાં રેતીમાં મૂકતા જાય છે—

થોડી પળ પછી ભૂંસાઈ જવાને!



ઘણી વાર આપણે સાંભળીએ છીએ કે હિંદુ જીવનમાં એવા પ્રસંગો આવતા નથી કે જે નવલિકા કે નવલો કે નાટકોના પાયા રૂપ બની શકે. દરેક દેશના જીવનમાં ઘણાય આવા પ્રસંગો આવે છે, પણ લેખકો જોતા નથી કે જોઈ શકતા નથી. એમાં જીવનનો દોષ નથી, પણ લેખકોની દૃષ્ટિનો દોષ છે. એક અંગ્રેજ મિત્રે મને એક વખત દૃષ્ટાંત આપ્યું હતું. ઇંગ્લાંડમાં એક મોટા લોર્ડનો છોકરો ઓક્સફર્ડમાં વિદ્યાર્થી હતો. તેને એક ગરીબ સહાધ્યાયી હતો. જ્યારે બંને કૉલેજનો અભ્યાસ પૂરો કરી રહ્યા ત્યારે તે ઉમરાવે તે બંનેને દુનિયાદારીનો અનુભવ લેવા તથા સંસ્કાર મેળવવા યુરોપની મુસાફરીએ મોકલ્યા. પાંચ છ મહિનાની મુસાફરી કરી તેઓ પાછા આવ્યા, ત્યારે તે લોર્ડે પોતાના છોકરાને તેના અનુભવ વિષે પૂછ્યું. પેલાએ જવાબ આપ્યો કેઃ અમે ગયા ત્યારે ઘણેખરે ઠેકાણે વરસાદ પડતો હતો એટલે મને તો બધે કાદવ, કાદવ ને કાદવ જ જણાયો ! પેલા ગરીબના છોકરાને અહેવાલ પૂછવામાં આવ્યો ત્યારે તેણે જુદા જુદા દેશની કલા, સાહિત્ય, સૃષ્ટિસૌંદર્ય વગેરે વિષયો ઉપર રસમય વિવેચન આપ્યું. કોઈને હિંદુસ્તાન નિર્માલ્ય લાગે છે જ્યારે કેટલાએકને હીરાની ખાણ પણ લાગે છે. ખરા પરીક્ષક કીમતી હીરાઓ શોધી કાઢી શકે છે. ભાઈ

ધનસુખલાલ અને જ્યોતીન્દ્ર દવેએ હિંદુ સંસારને આ દૃષ્ટિથી જોયો છે, અને આ પુસ્તકમાં તેઓ આ જીવનનો આપણને એવો પરિચય કરાવે છે કે જાણે હીરાની ખાણમાંથી હીરાઓ શોધી કાઢેલા હોય. રા. ધનસુખલાલે હિંદુ જનસમાજની ઘણીયે વાતો લખેલી છે. પ્રેમાળ માતાઓ, વઢકણી તેમ જ વહાલસોઇ સાસુઓ, ઝમકદાર પ્રેમઘેલી પત્નીઓનાં ચિત્ર એક કુશળ સીનેમાનો કલાકાર ફીલ્મ દેખાડતો હોય એમ તેમણે આપણને બતાવેલ છે. ચાર્લ્સ ડીકન્સની 'દુનિયા'માં જેમ તેની કૃતિઓ આપણી આંખ આગળ ખડી થાય છે તેમ ધનસુખલાલની કૃતિઓ સાથે આપણે હસીએ છીએ અને રડીએ છીએ.

'અમે બધાં'માં ધનસુખલાલે જ્યોતીન્દ્ર દવે જેવા નિષ્ણાત લેખક અને એમના જ જેવા સંસારના અભ્યાસકનો સાથ શોધ્યો છે અને સુરતના હિંદુ જીવનનું તાદૃશ્ય ચિત્ર એ ઉભયે જનતા આગળ મૂકયું છે. નવલિકા કે નવલ લખવામાં અમુક વ્યક્તિઓને 'ચારિત્ર' માટે લેવીજ પડે છે, પણ સારા લેખકની એ ખૂબી છે કે નાનામાં નાના ગામડામાં જીવન મૂકાયું હોય, પણ તેને સારા સંસારની સંજ્ઞા તરીકે આપણે સ્વીકારી શકીએ છીએ. 'Good Companions' નામની નવલે ચાર પાંચ વર્ષ ઉપર અંગ્રેજી જાણતી દુનિયાને ગાંડી કરી મૂકી હતી. તેનાં પાત્રો સાદાં, તેમાંની મુસાફરી ઈંગ્લાંડનાં થોડાંએક ગામડાંમાં, પણ તેમાં આલેખાયેલી લાગણીઓ સર્જનજૂની; તેનાં પાત્રો જાણે કાલે જ મળ્યાં હોય તેવાં; નવલને અમર બનાવવા લેખકમાં અગાધ લાગણી; દૂર દૂરનાં સ્વપ્નાં; તેનાં 'પાત્રો' તરફ પોતાનાં બાળકો તરફ હોય એવી

---

* 'અમે બધાં' : લેખકો : ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા અને જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે,–પ્રકાશક : મૂળશંકર સોમનાથ ભટ્ટ. કિંમત : રૂ. ૨–૮–૦

લાગણી ને સહાનુભૂતિ જોઇએ છીએ. 'અમે બધાં'નાં સુરતમાં રહેતાં અને જીવન ગુજારતાં આ પાત્રો એ સુરતનાં જ નથી, પણ અમદાવાદનાં છે, મુંબઇનાં છે, અને બીજા પ્રાંતોનાં પણ છે. એ નવલનો નાયક 'વિપિન' એ કાલ્પનિક કૃતિ છે, પણ તે જમાનામાં હું પણ 'વિપિન' હતો અને તમે પણ 'વિપિન' હતા. વિપિનની જીવનકથા એ આપણી જ જીવનકથા હોય એમ લાગે છે.

વિપિનની મા મંગળાગવરી અને તે માનું ચિત્ર આ બે ચિત્રકારોએ આછા રંગથી આલેખેલું છે. 'મા' એ શબ્દ હિંદુઓનો જ નથી પણ આખા જગતનો છે. જે ઠેકાણે મનુષ્ય છે તે ઠેકાણે મા છે. સેંકડો લેખકોએ આદર્શ માનું ચિત્ર આલેખ્યું છે અને તે આદર્શ ચિત્રોમાં મંગળાનું ચિત્ર એક કીમતી ઉમેરો છે. જીવનમાં ઘણા ય પ્રસંગો આવે છે જ્યારે વર્તમાનકાળનો બોજો અસહ્ય થઇ પડે છે, અને મંગળા જેવી માનું સ્મરણ સ્વાભાવિક થાય છે. પવિત્રતા અને કોમળતાની મૂર્તિ, ભીરુ, પોચી, પતિ આગળ થરથરતી પણ પ્રસંગ આવ્યે પોતાનાં બાળકોની વહારે પોતાની જાતની દરકાર કર્યા વગર ધાતી ! 'પાસ કે નપાસ'ના પ્રકરણમાં આવો એક પ્રસંગ આવે છેઃ જો કે મા શરમ અને મર્યાદાની મૂર્તિ છે, તો પણ તેનામાં જીવનનો થનગનાટ છે અને 'પતંગના પૂરમાં' આ દાદાજીના લેફ્ટેનન્ટ તરીકે એ પૂર થનગનાટમાં બહાર પડે છે. આ પ્રકરણ તો એક 'Epic' છે. ક્રિકેટ ઉપર મેં કેટલાએક લેખો વાંચ્યા છે અને એમાં જે કવિતા જોઈ છે તેવી બીજે ઠેકાણે જવલ્લેજ જોઇ છે. આ પ્રકરણમાં પતંગનું Sport તરીકે વર્ણન છે. એટલું જ નહિ, પણ દાદાજી અને માનો સંબંધ કવિહૃદયે કાવ્યમય આલેખ્યો છે. આવા દાદાજી અને આવી મા હિંદુ સંસારમાં ઓછાં નથી અને એથી જ તે સંસાર ટકી રહ્યો છે. એ સંસારના ટીકાકારોએ આવી જાતનો સંબંધ ઘણી વખત

પોતાની ટીકા કરતાં ધ્યાનમાં લીધો નથી. એવો સંબંધ આ બે લેખકોએ મૂર્તિમંત બનાવી આ પુસ્તકમાં મૂકયો તે માટે હિંદુ જનતા તેમનો જેટલો આભાર માને તેટલો ઓછો. હજી હમણાં જ શ્રીમતી મેનકાના Concertમાં 'પતંગ'નો નાચ મેં જોયો. એક યુવક અને યુવતી પતંગ ઉરાડવામાં, પેચ લગાડવામાં, દોરી ખેંચવામાં યૌવનનું નૃત્ય મૂકે છે. આ નૃત્ય જોઇને મને 'પતંગના પૂરમાં'નું પ્રકરણ યાદ આવ્યું,

'માનું સદા ગરીબડું નિસ્તેજ, શૂન્ય મુખ આજે અપૂર્વ તેજથી પ્રફુલ્લિત થઈ ગયું હતું. સસરાને પડખે રહીને સમરાંગણમાં કો રણચંડી ઊભી હોય તેમ આજે એ શોભતી હતી. જેને માથેથી ઓઢેલી સાડી ઊંઘમાં પણ સરે નહિ તેનો સાળુ આજે માથા ઉપર હતો જ નહિ, પણ ખભા ઉપર પણ બહુ મુશ્કેલીથી ટકી રહ્યો હતો. માથાની લટો હવામાં ફરફર ઊડી રહી હતી.'

વિપિનના વિવાહ અને 'સંવનન'નાં પ્રકરણો પણ સંસારની બહુ ઊંડી અને તીક્ષ્ણ સમાલોચના છે. આખા પુસ્તકમાં અવારનવાર આવતાં અને મુખ્ય તો આ પ્રકરણમાં આવતાં પાત્રો કાકા, મામા, ફોઈ, દાદી, વગેરે Universal પાત્રો છે. તેમનામાં સ્વભાવની હલકાઇ છે, આપસઆપસમાં લડાઈ છે, બીજી ખોડખાંપણો છે, છતાં તેઓ જીવતાં જાગતાં પાત્રો છે. સંસાર એમનો બનેલો છે અને આપણે તેમને ચાહીએ છીએ. જેવાં છે તેવાં–તેમનામાં હેત છે, અને નિર્દોષતા પણ છે. ભય એ છે કે જે જાતની સુધારણા હમણાં થઈ રહી છે તેનાથી આ કોટિનાં સગાંવહાલાં ચાલ્યાં જશે ! આપણી માંદગીમાં કે આપણાં બાળકોની માંદગીમાં સતત્ રાત દિવસ બેસી સારવાર કરનાર, લગ્ન વિવાહ પ્રસંગે ખડે પગે કામ કરનાર લડતાં વઢતાં હોય પણ સુખેદુઃખે આપણી પાસે આવનાર આ બધાં સગાંવહાલાંઓ ધીમે ધીમે ઈતિહાસપટ ઉપરથી જતાં

જાય છે અને એમની જગ્યાએ પગાર અને ફી લઈ કામ કરનાર ભાટ, નોકર, આયા, નર્સો, હોસ્પિટલો વગેરે આવવા લાગ્યાં છે. કહેવાતા 'મિત્રો' અને તેમનાં ધણિઆણીઓ પણ ઈતિહાસપટ ઉપર આવેલાં છે. ચાપાણી વખતે, મિજબાની વખતે, નાટક અને સીનેમા વખતે, રાત કે દિવસ ઠઠ્ઠામશ્કરી વખતે એમની હાજરી જોશો, પણ માંદગી વખતે, દુઃખ કે આફત વખતે, કામ કરવા પ્રસંગે સૂકા વડના મોરલાઓ પેઠે તેઓ ઊડી જશે. નહિ થાય એમનાથી કામ, કે નહિ થાય એમનાથી ઉજાગરા. નથી એમનામાં સ્નેહ કે નથી એમનામાં લાગણીઓ. બીજું શું કહેવું ? 'એવા એ દિવસો વહી ગયા !'

આ પુસ્તક પૂરું કરવું ગમતું નથી. પૂરું કરતાં આઘાત થાય છે. ભૂતકાળની વિદાય લેતાં હંમેશાં દુઃખ થાય છે, સંવનન અને ઉપસંહારમાં વર્ણવેલ પ્રસંગો શોકની છાયા સાથે આપણો ભૂતકાળ યાદ કરાવે છે. પણ નૌકા તો નદી તટે નદીના ને પવનના વેગે ચાલી જાય છે અને કોઇ પણ ધામે ઊભી રહેતી નથી, પછી તે પ્રભુનું મંદિર હો કે સ્નેહનું મંદિર હો. બંને કિનારા ઉપર આવાં મંદિરો અને બીજાં સ્થળો સમુદ્ર તરફ જતાં આપણે પસાર કરીએ છીએ અને પાછળ આવતી અસંખ્ય નૌકાઓ પણ એમજ કરશે. એ માર્ગ કોઈથી અટકાવી શકાતો નથી, બદલી શકાતો નથી; પણ એ માર્ગનું સફળ આલેખન કરવું એમાં કવિ કે લેખકની કલાની સિદ્ધિ છે. ધનસુખલાલ મહેતા અને જ્યોતીન્દ્ર દવેની સંયુક્ત કલમને 'અમે બધાં'ના પુસ્તકમાં એ કલાસિદ્ધિ પ્રાપ્ત થઇ છે.

રણમાં રેતીના મોટા ઢગ સવારના ઠંડા સૂર્યપ્રકાશથી ધીમું તેજ આપતા હતા. થોડે દૂર રણનો બેટ હતો અને આંખોને ઠંડક થાય તે પ્રમાણે લીલાં ઝાડોની ઘટા ઝૂલી રહી હતી. તે ઘટાની પાછળ ઘણા આત્માઓ હશે, હેત હશે, ઝેરવેર હશે, પણ અહીંઆં રેતીના ઢગ આગળ તે બધા લોચન મનના ઝગડા જોવામાં આવતા નહોતા. અહીં તો બે ઝૂંપડીઓ હતી, જેમાં ફકીર રહેતા હતા. એક આત્મા ત્યાગ કરે છે ત્યારે પોતે જગતને તજી દે છે અથવા તો જગત એને તજી દે છે. કદાચ એણે જગતને તજ્યું હોય અને સાથે સાથે જગતે એને તજેલ હોય. ત્યાગ સર્વસ્પર્શી હોતો નથી. બુદ્ધદેવ રાજપાટને અને યુવાન રાણીને ને પુત્રને છોડી ભિક્ષુક બન્યા પણ તે ત્યાગને બદલે તેમના હૃદયમાં તેમણે વિશ્વપ્રેમને અતિથિ તરીકે સ્વીકાર્યો. મનુષ્ય કુટુંબકબીલો, પૈસો, આબરૂને ઠોકર મારી બે નાચતી અને હસતી આંખો પાછળ ગાંડો થાય છે. એક સાધુ પુરૂષે પોતાના વિશાળ હૃદયમાં એક પવિત્ર બહેનને સ્થાન આપ્યું અને જગતનો ત્યાગ કર્યો. ખ્રિસ્તી સાધુઓ ઘણી વાર મનુષ્યજાતિનાં દુઃખ વિદારવા હજારો માઈલ દૂર જાય છે, ત્યારે પોતાનાં સગાંસ્નેહીઓને છેલ્લી વારનું નમન કરી લે છે. સગાંસહોદર માતૃભૂમિને છોડી દૂર વસતાં ભાઈબહેનોનાં દુઃખને પોતાના હૃદયમાં

સ્થાન આપે છે. એક શૂરા રજપૂત ભાઈની કથા સાંભળી હશે. લગ્નની ચોરીમાં બેઠો હતો. પાસે નવવધુ. એટલામાં બૂમ પડી કે ગાયોનું ધણ દુશ્મનો વાળી જતા હતા. તે ધણ તેણે પાછું વાળ્યું. પણ ફૂલોથી શણગારેલ પલંગને બદલે નદીને કાંઠે સોડ તાણીને તે સૂતો અને તેના વક્ષઃસ્થળ ઉપર પ્રેમથી બળતું હૃદય મૂકવાને બદલે તેની પત્નીએ તેની ખાંભી ઉપર પોતાના હૃદયનું લોહી ઢાલવ્યું.

તે ફકીરે જગતને મૂક્યું હતું, કારણ તેણે સુખ આપ્યું નહોતું. વાદળામાં ઝબૂકતી વીજળીએ તેનાં ફૂલઝાડ સૂકવી નાંખ્યાં હતાં અને જો ફૂલઝાડ સુકાઈ ગયાં તો અરણ્યમાં અને જગતમાં શો ફેર? થોડા વર્ષ ઉપર હીમ પડ્યુ અને ભરેલાં અનાજથી લચી રહેતાં ડુંડાંઓવાળાં ખેતરો, ઘરના ચૂલામાં બાળવાને લાયક સાંઠીકડાંવાળાં થઇ ગયાં. તે એક રાતની ભયંકર મૃત્યુની ફૂંકથી તારાજ થયેલી લીલોતરીમાંથી બે ત્રણ છોડવા પણ કોઈ મનુષ્ય બચાવશે અને કોઈ દૂર શાંતિના પ્રદેશમાં તે છોડવા સાથે જઈ રહે તો તે કેટલાં પ્રેમથી, કેટલી ફિકરથી તે છોડવાઓને ઉછેરે! જાણે તેનું આખું જીવન તે છોડવાઓ ઉપરજ આધાર રાખતું હોય! એક ઋષિએ તે પ્રમાણે હીમથી બળી ગયેલી પોતાની દુનિયા છોડી એક હરણના બચ્ચા સાથે જંગલમાં વાસ કર્યો અને તેનો બધો પ્રેમ તે હરણના બચ્ચા ઉપર ઢાલવ્યો. તે ફકીરે પોતાનો એક વહાલો છોડ હીમના ચુંબનમાંથી બચાવ્યો હતો અને તે છોડની સાથેજ આ અરણ્યમાં બે ઝૂંપડીઓ બાંધી વાસ કર્યો હતો. અરણ્યની સૂકી હવા, સેંકડો માઇલથી આવતો અસ્ખલિત, પવિત્ર પવન, જગતથી તટસ્થપણું—તે સર્વેથી તે છોડવા ઉપર બહુ સારી અસર થઈ અને અરણ્યની તે બે ઝૂંપડીઓની શોભા થઈ અને તે ફકીરના ત્યાગી આત્માને તેણે રીઝાવ્યો.

ભિખારીની લાકડી તેની સંજ્ઞા સમાન છે. ભિખારીને જોયા

પહેલાં તેની લાકડીનો ઠેકો સાંભળીએ કે તરત જ તે ભિખારી યાદ આવે છે. એક આંધળી ભિખારણ અમારા ઘર આગળથી દર શનિવારે વર્ષો થયાં પસાર થાય છે; અને તેની લાકડીનો ઠેકો સંભળાય છે કે તરત છોકરાંઓ બૂમ મારે છે કે તે ભિખારણ આવી; અને પછી જ તેની ટહેલ સંભળાય છેઃ—'બાઈ તેરા બેટા જીવે–દે અલ્લાકી રાહ પર.' ભિખારીની લાકડી, તેનું ગંભીર એકાકીપણું, જગતમાં રહેતાં છતાં અરણ્યનું જીવન બતાવી આપે છે. વિધવા બાઈ હોય અને તેણે પહેરેલાં કાણાં કપડાંમાંથી તેની ભીની આર્દ્રતા નીતરતી હોય, રજપૂતાનાના કૂવાના જેવી ઊંડી આંખોમાંથી દિલગીરી ઝરતી હોય અને તેની સાથે નાનાં પગલાં ભરતો, ઝીણું ઝીણું બોલતો બાળક હોય. તે બાળકને જોઇને લોકો કહે છે કે ભિખારીની લાકડી. જગતના ત્રાસથી અને દુઃખથી પીડિત મનુષ્ય આત્મા પોતાના જર્જરિત થઈ ગયેલા શરીર સાથે જગતયાત્રા કરે છે. એની મહેલમહેલાતો સૂની થઈ પડેલ છે, પૈસો ટકો ગયો છે, સ્નેહીઓ અને મિત્રો સૂનાં અને ખાલી ઘરમાંથી ચાલી ગયા છે, તેની દેશસેવાઓ ભૂલાઈ ગઈ છે, અને જગતે તેને ભૂલી જવાનો ઠરાવ કર્યો છે. પણ તેની સાથે લાકડી રૂપે રહેલી છે-તેની સ્નેહાળ પત્ની–જેમ સુકાઈ ગયેલા મોટાં ઝાડને વેલ વળગી રહેલ છે. તેની આંખોમાં અખૂટ સ્નેહ ભરેલ છે અને તેના મજબૂત હાથ તેના વહાલા આત્મા અને શરીરને ટકાવી રાખે છે.

તે જ પ્રમાણે પેલા ફકીરને પેલો છોડવો–પોતાની પુત્રી–લાકડી સમાન છે અને જગતના અરણ્યમાંથી પસાર થવાને તે લાકડીનો જ ટેકો તેને કામ લાગે છે. ઝૂંપડી ઉપર રાત દિવસ અરણ્યના સુસવાટા આવતા હતા. સેંકડો માઇલ ઉપરથી આવતો પવન રેતીના ઢગની તરવારની ધાર જેવી તીક્ષ્ણ પવિત્રતા લાવે છે, પણ તેની સાથે હમેશનો પ્રશ્ન થયા કરે છેઃ 'ક્યાંથી અને

ક્યાં ?' જગતનાં જૂથથી આ પ્રશ્નો દબાઈ જાય છે. કૌટુમ્બિક-જનો આ પ્રશ્નો અને આત્મા વચ્ચે આવે છે અને રસમય પ્રેમાળ મુખ પ્રશ્નની અગત્ય સ્વીકારતું નથી. જગતના વ્યવસાયમાં, સૌંદર્ય ને કલામાં, એક બીજાનાં દુઃખો રડવામાં, એક બીજાના આનંદમાં આહ્લાદ માનવામાં સર્જનજૂના પ્રશ્નો ભૂલાઈ જવાય છે; અને જો જવાબ અપાય છે તો ખોટા ધોરણ ઉપર અપાય છે. હિંદુસ્તાનની અંદર જીવનપ્રશ્નો ઉકેલવાને ફિલ્સુફીઓ લખાઈ ત્યારે દેશમાં ગરીબાઈ ન હતી, હતી તો તે તરફ કોઇ જોતું નહિ. તેવી ફિલ્સુફી લખનારા ઋષિમુનિઓને અરણ્યમાંથી પસાર થવું પડયું ન હતું, જગતની આગ તેમના હૃદયમાં દાખલ થઇ હતી નહિ. એટલે તેઓએ શાંતિથી લખવા બેસી આ દેહને ગલીચ ઠરાવ્યો અને જગતને અનિચ્છવા જોગ વર્ણવ્યું! અતિશય સખ્ત કાયદાઓ ઘડી, આત્માને બેડી પહેરાવી, નાનામાં નાના દોષને અક્ષમ્ય આલેખી, તેઓએ કલ્પિત જગતના પાયા ઉપર ફીલસુફી રચી. પૃથ્વીની સપાટી ઉપર ચાલતાં ભાઇબહેનોના આત્મા જુદી જુદી વ્યથાઓથી પીડાતા હતા. તેમને જુદી જુદી આકાંક્ષાઓ અને ભાવનાઓ હતી. તેમને પ્રેમની પિપાસા હતી. તેમને સર્વેને જવાબ આપી દેવામાં આવ્યો કે જગત જૂઠું છે. જે ભૂમિમાં અરણ્ય હતાં, ખાવાપીવાની છોળ ન હતી, દુઃખ અને મુશ્કેલીઓની સામે સતત લડત ચાલુ હતી, ત્યાં કપોલકલ્પિત સૃષ્ટિ ઊભી થઇ એમ હતું નહિ. ત્યાં તો સાચા ઝાડપાન વગરના ખડક હતા, દુશ્મનોની પરંપરા હતી, ધરતીમાતા મહામહેનતે ખોરાક ને પાણી આપતી હતી. ત્યાંની ફિલ્સુફીઓ સચ્ચાઈના પાયા ઉપર રચાઈ હતી. ફિલ્સુફીઓ રચનારાઓ ભાઇબ્હેનોનાં દુઃખ સમજી શકયા હતા. જે ઘરમાં આત્માને થોડા કે વધુ દિવસો યાત્રા કરવાની છે તે ઘરને ઉકરડા તરીકે ગણવામાં આવ્યું નહિ, પણ પ્રભુના મંદિર તરીકે આલેખવામાં આવ્યું.

અરણ્યમાં પેલી એ પર્ણકુટીમાં રહેનાર ફકીરને તેથી પેગામ સીધા ને સરળ આવતા અને તે પેગામ ઢંકાઇ જતા નહિ. કુમારી તોરૂ દત્તે કહેલું છે કે જગતની અંદર રહી પ્રભુનું કાર્ય કરે તે ઊંચી કોટિ ઉપર છે. તેજ પ્રમાણે ગીતાના પાઠ આપતી એકએ લૌકિક કાવ્યની ચોપડીમાં શ્રીકૃષ્ણનો બોધ નીચેના વાકયમાં મૂકેલો છે. 'સંસારમાં સરસો રહે ને મન મારી પાસ, સંસારમાં લોપાય નહિ તે જાણ મારો દાસ' જગતને જગત જાણી અરણ્યમાં રહેતો આત્મા આ ભાવના ઉપર રહી શકે છેઃ પણ સંસારમાં રહી માંહેથી સંસારને ખોટો કહે છે તે આ ભાવના ઉપર રહી શકતો નથી. ફકીરની તે લાકડી જગતની સાથે અને તે મારફતે પ્રભુનાં તેજ સાથે તન્મય બનાવવામાં મદદગાર હતી. લાકડીનો તે જ ઉદ્દેશ છે અને જો તે ઉદ્દેશ બર નહિ લાવી શકે તો ફકીર લાકડી છોડી દે તે જ વધારે સારું. તે લાકડી પત્નીરૂપે હોય કે પુત્ર કે પુત્રીરૂપે કે મિત્ર કે બન્ધુ રૂપે હોય, પણ જગતને ઓળખવામાં ને પ્રભુને ઓળખવામાં મદદ રૂપે હોવી જોઇએ.

એક જાણીતી નવલકથામાં એક બહેનનું ચિત્ર આલેખેલું છે. તે નવલકથાને નાટ્યપ્રયોગ અને સીનેમામાં પણ ઉતારેલ છે. તે બહેનને આકાંક્ષા છે, વાંછના છે. શરીર સુખ વગર તેને ચેન નથી. હોટલમાં એક દિવસે તેને પૂછ્યુંઃ 'તમે અહીં કયાંથી?' ઉત્તર વાળ્યોઃ 'એક ગૃહસ્થે મારે માટે ઓરડો ભાડે રાખેલો છે.' 'તમારે શા માટે એમ કરવું પડયું?' એક જ શબ્દમાં ઉત્તર મળ્યોઃ 'પૈસો!' તેના હાવભાવ, તેની વિચારશ્રેણી તેનામાં યોગિનીનાં તત્વો હતાં તે બતાવે છે. જ્યારે તે 'પૈસો' એમ જવાબ આપે છે ત્યારે હૃદયભેદક દુઃખથી પીડાતી હોય એમ બોલે છે. મેરી મેગદેલનને પ્રભુના દર્શન થયાં અને તે નટી મટી ભક્ત બની, પેલી બહેનને પ્રભુનાં દર્શન થયાં હોત તો તે પણ ભક્ત

બનત. તેને પ્રભુ તો ન મળ્યા. પણ એક ભલો આત્મા મળ્યો જેણે તેને ઉપાધિઓમાંથી મુક્ત કરી અને જેની સાથે તે ગઈ. ઉપાધિઓમાંથી મુક્ત થવાને તે ઘેલી બની હતી. બધા ભક્તો પણ ઉપાધિમાંથી મુક્ત થવાને ઘેલા બનેલા છે. એક ભાવનાની પાછળ ઘેલા થવું તે ભક્તની નિશાની છે. ખોટી ભાવનાથી ઘેલા થાય તેઓ સાચી ભાવનાથી કોઈક દિવસે પણ ઘેલા થશે. પણ જેઓ કદી ઘેલા થયા જ નથી, તેમને ખરી ભાવના સંભવે જ ક્યાંથી?

'પૈસો' તે બહેનની લાકડી હતી. તે પ્રમાણે જુદાં જુદાં ભાઈબહેનોની જુદી જુદી લાકડીઓ છે. તે લાકડી વગર જેમ ભિખારી ચાલી શકતો નથી તેમ આ ભાઈબહેનો પણ ચાલી શકતાં નથી. કોઇને પૈસો જોઇએ છે, કોઇને કાર્ય કરવાનું જોઈએ છે, કોઇને સ્નેહ જોઇએ છે, કોઇને પ્રેમ જોઇએ છે, કોઇને માતૃભૂમિ જોઇએ છે. તે લાકડીમાં જાદુ છે. ભિખારીને એની લાકડી જીવતો રાખે છે, બીજાઓને તેમની લાકડી જીવતાં રાખે છે. બીજાઓને લાકડી જોઈતી નથી અને તેના વગર તેમનું જીવન પૂરું થાય છે. નહિ લાકડી, નહિ ભાવના, નહિ સ્નેહીજન, નહિ, પ્રભુ—તે વગરનું જીવન ઝાંઝવાનાં જળ જેવું છે.



[શ્રી. કાન્તિલાલ દેસાઈની પુત્રી કુ. નિરંજના સોળ વર્ષની કુમળી વયે મૃત્યુ પામી તેના આત્માની શાંતિને અર્થે તા. ૩૧-૧૦-૧૯૩૭ને દિવસે કરવામાં આવેલી પ્રાર્થના.]

**ओम् असतो मा सद्गमय ।**
**नमसो मा ज्योतिर्गमय ।**
**मृत्योर्मामृतं गमय ॥**
**ओम् शांति: शांति: शांति: ॥**

હે પ્રભુ ! આ તારા જગતમાં દરેક પળે કેટલાય જન્મ થાય છે અને કેટલાંય મૃત્યુ થાય છે. સેંકડો ઘરોમાં પુત્ર કે પુત્રીના જન્મથી ગોકુળમાં શ્રીકૃષ્ણના જન્મપ્રસંગે થયો હતો તેવો ઉત્સવ થઈ રહે છે; ત્યારે સેંકડો ઘરોમાં વહાલસોયાં બાળકોના લુપ્ત થવાથી શોક અને દિલગીરીની ઘેરી છાયા પ્રસરી રહે છે. જે બાળકોના ઉછેરમાં માબાપે રાત અને દિવસ ગાળેલ છે, જેના મુખ ઉપર સ્મિત ફરકે તો માબાપનાં હૃદયમાં પરમ શાંતિ થાય, જેમનાં મુખ ગ્લાનિથી છવાય તો માબાપનાં હૃદયમાં ઉદ્વેગની જ્વાલા ભભૂકી ઊઠે, જે બાલકો એમનાં હૃદય સાથે એટલાં ઓતપ્રોત થયેલાં હોય છે કે જાણે એક વાણો અને બીજો તાણો, તે બાળકોને આ જગતરૂપી ચોપટ ઉપરથી વિધિ સોગટાંની

માફક ઉપાડી લે, ત્યારે માબાપને શાં દુઃખ થતાં હશે તે તા
કરતાં વધારે કોણ સમજી શકે એમ છે ?

પ્રભુપ્રેમ એ સૌથી દિવ્ય અને ઊંચામાં ઊંચો પ્રેમ છે પણ એનાથી સહેજ ઉતરતો બાળક પ્રત્યેનો પ્રેમ છે. એક કવિએ કહ્યું છે કે બાળકો અવર દુનિયાનું તેજ પોતાની સાથે લઈ આવે છે અને આ તેજ અને તેની ફોરમ વર્ષો સુધી તેમની આસપાસ રહે છે. જેમ જગતમાં રાત્રિ અને દિવસનો ક્રમ છે તેમ જ જગતમાં જીવન અને મૃત્યુનો ક્રમ છે; પરંતુ અમારી નિર્બળતાથી આ બીજા ક્રમને અમે સ્વાભાવિક ક્રમ તરીકે ગણી શકતાં નથી. આંધળાને લાકડીનો ટેકો હોય તેમ અમને બાળકોનો ટેકો છે; અને એ લાકડી જ્યારે સહસા ચાલી જાય ત્યારે અંધની જેવી દુઃખદ સ્થિતિ થાય છે તેવી દુઃખદ સ્થિતિ અમારામાં ઘણાંની થાય છે. આખું ઘર તે બાળકમય બની રહેલું હોય છે. આ એનાં રમકડાં, આ એની ચોપડીઓ, જેના ઉપરની કોર હેતાળ માએ હજી બેએક દિવસ ઉપર જ મૂકી હતી તે આ એની સાડી, આ એનો ઘેરવાળો ઘાઘરો અને આ એની જામનગરી બાંધણી જે પહેરીને તેણે છેલ્લા રાસ લેવડાવ્યા હતા—આવાં આવાં અનેક સ્મરણચિહ્નો ભૂસાતાં નથી.

"મા, રસોઈ વહેલી કર ને, બહેનપણીઓ તો બધી નિશાળે ચાલી !" નો ધ્વનિ સવારે ઘરમાં ગાજી ઊઠે. "મા ! પાસે બેસને ઊંઘ નથી આવતી !" નો અવાજ રાતના ઘરમાં પ્રસર્યો રહે છે તેનાં રૂસણાં, તેનાં લાડ અને તેનાં હસવાં કોઈ મૂલ્યે વેચાતાં નથી, કોઇ મૂલ્યે ખરીદાતાં નથી. આપણી તબિયત અસ્વસ્થ હોય ત્યારે બાળકોનાં કૂદવાં ખમાતાં નથી; પણ તેમના જવા પછી તેમનો ઘણુઘણાટ, તે રમઝટ સવારથી સાંજ સુધી અં

પછી રાતના ગાઢ અંધકારમાં પણ મનુષ્યોને વિહ્વળ કરી મૂકે છે!

દેવ! આ જગત તો મનુષ્યને શાંતિ અર્પી શકતું નથી, પણ માત્ર તું આ વિખૂટાં પડેલાં માબાપોને શાંતિ અર્પે છે. અમારી જે બાળકી ગઇ છે તેનાં માબાપને, સગાંસ્નેહીઓને તું તારા વિશ્વવિશાળ હૈયામાંથી શાંતિ આપ, તારા અનંત તેજમાંથી તેજ આપ, તારો સર્જનજૂનો પણ નિત્ય નવો પંથ બતાવ, જેથી કોઇનો પણ હૃદયમાં અશ્રદ્ધા ન રહે, અશાંતિ ન રહે, કઠોરતા અને શુષ્કતા ન રહે.

ૐ शांतिः शांतिः शांतिः ।

શ્રી. કાન્તિલાલ અને તેમનાં પત્ની શ્રી. હસુબહેનની પુત્રી કુ. નિરંજના વિશ્વતેજમાં વિલીન થઈ છે, તે દુઃખદ પ્રસંગે આપણે બધાં પ્રભુની પ્રાર્થના કરવાને ભેગાં મળેલાં છીએ. પ્રાર્થના એટલે પ્રભુનું ધ્યાન, તેનું મનન અને ચિંતન. એક ભાવના તરીકે એમ કહી શકાય કે એ દરેક પળે ચાલુ રહેવું જ જોઈએ. જેવી રીતે હવા વગર રહી શકાતું નથી તેવી રીતે પ્રાર્થના વગર પણ ન રહી શકાવું જોઇએ. મહાત્માજીએ એક ઠેકાણે કહ્યું છે કે 'અન્ન કરતાં પ્રાર્થના વધુ ઉપયોગી વસ્તુ છે. અન્ન છૂટે પણ પ્રાર્થના ન છૂટે.' આ તો ઊંચામાં ઊંચી ભાવના થઈ. આપણે આ કોટિને પહોંચી શકતાં નથી, તેથી જ દિવસમાં ત્રણચાર વેળા કે અઠવાડીઆમાં ત્રણચાર વેળા કે એથી પણ વધુ અંતર રાખીને પ્રભુ પ્રત્યેનું આપણું દેવું ચૂકવવાનો આદર્શ રાખીએ છીએ.

પ્રાર્થના અમુક શબ્દોમાં જ થવી જોઇએ એમ નથી. પ્રભુના મંદિરમાં જઈ ભક્તજનો ઘંટ વગાડે અને પ્રભુને પ્રણામ કરે તેમાં

પણ પ્રાર્થનાનો સમાવેશ થઈ જાય છે. સૂર્યોદય વેળા સૂર્યનાં દર્શન કરી તેને અંજલિ અર્પવી એ પણ પ્રાર્થના છે.

પ્રભુ ખ્રિસ્તે કહ્યું હતું કે પ્રાર્થનામાં આપણા પોતાના મનોરથો અને વાંછનાઓ મૂકવાની આવશ્યકતા નથી. મનુષ્ય પોતે આ પ્રકારની સ્વાર્થી માંગણીઓ કરવાના ભયમાં છે, એટલેજ ખ્રિસ્તે પ્રાર્થના કેવી હોવી જોઈએ તે વિશે પોતાના શિષ્યોને સમજાવ્યું હતું. ગાયત્રી મંત્રો એ પણ પ્રાર્થના જ છે. પ્રાર્થનાનો ઉદ્દેશ આપણી મલિનતા, અસ્વચ્છતા, નિર્દયતા દૂર કરી, વિશ્વમાં અને તેની આસપાસ પ્રસરી રહેલ અનંત તેજ સાથે વધુ અને વધુ તાદાત્મ્ય સાધી શકાય, એ છે.

સ્નેહીના મૃત્યુ પ્રસંગે આપણે પ્રાર્થના કરવા ભેગાં મળીએ છીએ, કારણ કે સામુદાયિક પ્રાર્થનાથી સદ્‌ગત આત્માને માટે આપણે શાંતિ માગીએ છીએ; તેમજ એણે વિયોગી બનાવેલાં સ્નેહીઓને માટે પણ શાંતિની યાચના કરીએ છીએ.

સ્વ. કુ. નિરંજના પોતાના કુટુંબની લાડકી દીકરી હતી એટલું જ નહિ, પણ એક મોટા સ્નેહી વર્ગની પણ લાડકી હતી. જીવનમાં ઊગી તે પહેલાં તો તે આથમી. આવાં મૃત્યુ જીવનના કઠણ કોયડા છે. એમ કહેલું છે કે: "Wages of sin is death." (પાપનું ફળ મૃત્યુ છે.) પણ આવી નિર્દોષતાભરી મૂર્તિઓમાં પાપ કયાં છે? એ પ્રશ્નનો ઉકેલ એ માર્ગે થતો નથી. આ વિષયમાં ટોલ્સ્ટોયે ઘણું વિચારેલું છે. એઓ લખે છે: "જનાવર અને મનુષ્ય વચ્ચેનો તફાવત એ છે કે જનાવરને પોતાની શારીરિક સુખાકારી એ જ અંતિમ ધ્યેય છે. પણ મનુષ્યને આ શરીર તે જ જીવન નથી. જે દશામાં મનુષ્ય તેનું ખરું ધ્યેય સમજી શકે છે અને જોઈ શકે છે એવી એ માત્ર એક દશા છે." એટલે જીવવું કે મરવું એ

પ્રસંગને અગત્યતા આપવી જ ન જોઇએ. ઉચ્ચતમ જીવન જીવીને, પોતાનું ધ્યેય કેવી રીતે પ્રાપ્ત કરી શકાય એ જ મનુષ્યનો ઉદ્દેશ બની રહે છે. સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે ત્યાગ એ જીવનનું મહાન કાર્ય છે. ટૉલ્સ્ટૉય કહે છે: "ત્યાગમાં કોઈ પણ પ્રકારની મોટાઈ પણ નથી, તેમ હલકાઈ પણ નથી. એ તો જીવનનું એક માત્ર સ્વરૂપ છે."

ત્યાગ, મૃત્યુ વગેરે આ દૃષ્ટિબિંદુથી જોતાં મનુષ્યને આશ્ચર્યના કારણભૂત ન હોવાં જોઇએ, પણ સૂર્યોદય અને સૂર્યાસ્તની પેઠે પ્રકૃતિના આવશ્યક ફેરફારો ગણવા જોઇએ. ટૉલ્સ્ટૉયે ફિલ્સુફ તરીકે જે પૃથક્કરણ કર્યું, તે સ્વ. મુ. નરસિંહરાવે કવિ તરીકે "બુદ્ધ ચરિત'માં કહેલું છે. કિસા ગૌતમીને બુદ્ધદેવ કહે છે:

"આજે જાણ્યું તેં જગ આ વિશાળ,
તુજ દુઃખે આવે આંસુ ધાર."

એ જ કવિએ પોતાના બીજા કાવ્ય (સ્મરણસંહિતા)માં મૃત્યુનો ઉકેલ કરવાનો પ્રયાસ કર્યો હતો. જુદી જુદી કૂંચીઓથી એણે તે બંધ દરવાજો ઉઘાડવાનો યત્ન કર્યો. એક ઠેકાણેથી જવાબ મળ્યો:

"વીસરી જા ભસ્મને,
માણ્ય સુખ જીવનતણું,
નયનથી દીસે નહિ,
તે **नास्ति नास्ति** ખરું ભણું !

પણ બીજી ચાવીથી તાળું ખોલતાં જીવનના આ ગંભીરમાં ગંભીર પ્રશ્નનો ઉકેલ પોતે આ પ્રમાણે આપે છે:

"જો સનાતનતાતણું, પૂર વ્યાપ્યું સહુ સ્થળે;
મૃત્યુ ત્યાં લુપ્ત જ થયું, જીવન વિના ન બીજું મળે."

જીવન અને મૃત્યુ એ કેટલાં જોડાયેલાં છે તે ક્રુસની ફિલ્સુફીમાંથી સમજાય છે. જીવન છોડી ક્રુસ ધારીને ખ્રિસ્તે જગતને મૃત્યુમાંથી અનન્ત જીવન અર્પ્યું. ટોલ્સ્ટોયે આપેલો સિદ્ધાંત કૃષ્ણ અને ઉદ્ધવના સંવાદમાં પણ વર્ણવેલ છે:

**देहो गुरुर्मम विरक्तिविवेकहेतु—**
**बिभ्रच्च जन्मनिधनं सततार्त्युदर्कम् ।**
**तत्वान्यनेन विमृशामि यथा तथापि**
**पारक्यमित्यवसितो विचराम्यसङ्गः ॥**

"The body is a teacher of mine, being the cause of dispassion and discrimination; and being subject to birth and death and both which always bring pain in their wake. With its help, I adequately reflect on the ultimate principles, yet I have known for certainty that it belongs to others, and hence I wander without attachment."

મૃત્યુને જગતમાંથી કે જીવનમાંથી આપણે ખસેડી શકતા નથી; કારણ કે એ તો પ્રકૃતિનો નિયમ છે. પણ જીવનને મૃત્યુ જેવું બનાવનાર કડુતા, મલિનતા, ઝેરવેર આપણે ધારીએ તો દૂર કરી શકીએ તેમ છીએ. મનુષ્યના મૃત્યુ પામવા પછી તેના સ્નેહીઓ પુષ્પો મોકલાવે છે, તેને બદલે એના જીવતાં એ જ સ્નેહીઓ એટલાં સ્મિતરૂપી પુષ્પો એને આપ્યા કરે, તો આ જગત એને માટે અને એના સ્નેહીઓ માટે વધારે સુંદર બને.

સંસારમાં આ કટુતા અને આ વેરઝેર ઠેકઠેકાણે જોવામાં આવે છે, જેને બદલે પ્રેમ અને સ્નેહ ખુશીથી મૂકી શકાય.

'કાલનાં ચક્ર' (Wheels of Time) નામની નવલકથામાં જોયું હશે કે એક બાલિકાને ગુલાબનું ફૂલ જોઈતું હતું, પણ તેની માએ બગીચામાંથી તેને તોડવા દીધું નહિ. તે બાલિકા બહાર ગઈ અને ત્યાં મોટર નીચે કચરાઈ ગઈ. તે સમયે તેની માને કેટલો સંતાપ થયો હશે કે એણે એક ફૂલ પણ પોતાની દીકરીને ન આપ્યું, અને આખરે તેની મૃતશય્યા ઉપર ગુલાબના ફૂલના ઢગલા કર્યા; પણ તે શા ખપના ?

આ પ્રમાણે આપણામાંથી કેટલાંય મનુષ્યો પોતાના સ્નેહીઓ પાસેથી ગુલાબનાં ફૂલો માગી રહ્યાં છે! પતિ પત્ની પાસેથી, પત્ની પતિ પાસેથી, ભાઈ ભાઈ પાસેથી, ભાઈ બહેન પાસેથી, બાળકો માબાપની પાસેથી, માબાપ બાળકો પાસેથી સ્નેહની યાચના કરી રહ્યાં છે, ભીખ માગી રહ્યાં છે. પણ તે યાચનાને—તે ભિક્ષાને ઠોકર મારવામાં આવે છે અને પછી જ્યારે પ્રકૃતિનો કાયદો તેમને વિખૂટાં પાડે છે ત્યારે અસહ્ય દુઃખ પરિણમે છે, પશ્ચાતાપ થાય છે અને જગતને તજી દઈને ચાલી ગયેલ સ્નેહીઓને રૂદનની અંજલિ અર્પાય છે. આવા પ્રકારનું રૂદન સારું કે જીવનભરનો સ્નેહ સારો ?

જગતને મીઠું બનાવવું હોય, 'મૃત્યુ મરી ગયું રે લોલ' એ જાતનો ધ્વનિ જગાડવો હોય, તો પ્રભુની પ્રતિમારૂપી પ્રેમનું જીવનમાં સ્થાપન કરવું જોઇએ. નિરંજના જેવાં બાળકો, યુવક યુવતીઓ જે સ્નેહના પદ્ચિહ્ન પોતાની પાછળ મૂકતાં જાય છે તે એમની જનતાની સેવા છે.

પોતાના એક શિષ્યને ત્યાં ખ્રિસ્ત બેઠા હતા, ત્યારે એક

શિષ્યાએ પ્રભુના પગ ઉપર અતિશય કીમતી અત્તર નાખ્યું અને તે વડે એમના પગ ધોયા. જેણે પાછળથી ખ્રિસ્તને દગો દીધો હતો, તે જુડાસે તેમને પૂછ્યું કે આટલી કીમતી વસ્તુ આ પ્રમાણે ફેંકી દેવી, તેના કરતાં ગરીબોને તેટલા પૈસા આપ્યા હોત તો કેવું સારું ?

ખ્રિસ્તે જવાબ વાળ્યો કે પ્રેમને પરિસીમા નથી–ન જ હોવી જોઈએ. આ જીવનમાં પ્રભુ પ્રત્યે, પોતાના સ્નેહીઓ પ્રત્યે જેટલો પ્રેમ દર્શાવાય એટલો ઓછો છે, કારણ કે જીવન પછી એ નિરર્થક થશે. ઓસ્કાર વાઇલ્ડે પોતાના 'બૅલેડ ઓફ રીડીંગ'ના કાવ્યમાં ઉપર દર્શાવેલ વિચારો જ જણાવ્યા છેઃ

"And every human heart that breaks,
In prison cell or yard,
Is as that broken box that gave
Its treasure to the Lord,
And filled the unclean leper's house
With the scent of costliest nard.
How else may man make straight his plan,
And cleanse his soul from sin ?
How else but through a broken heart
May Lord Christ enter in ?"



એક જાણીતા ચિત્રકારનું ચિત્ર છેઃ સહરાના અરણ્યમાં એક ઊંટ રેતીના ઢગ ઉપર ભૂરા આકાશ તરફ જોતું પોતાનો શ્વાસ લે છે. તે જ છેવટ દરેક મનુષ્યનું પણ છે. યાત્રા શરૂ થાય ત્યારથી યાત્રાનો અંત નિર્માયેલ છે. તે અંતે ઊંટની માફક રેતીના ઢગ ઉપર હોય કે ઊછળતા સમુદ્રને ખોળે હોય, કે ઘરના ઉંબરાની અંદર લીંપેલી ભોંય ઉપર હોય, પણ તે અંત તો છે જ. યાત્રા શરૂ કરતી વખત મનુષ્યને શાં શાં સ્વપ્નાં હોય છે, આશાના ચમકાર હોય છે, માનસિક અને શારીરિક વાંછના હોય છે? અને યાત્રા પૂરી થયે તે બધું પૂરું થઈ ગયેલું હોય છે! અને કાં તો શાંતિ કે કાં તો બીજી યાત્રા માટે તૈયારી! રેલ્વેના અને સ્ટીમરના દિવસોમાં યાત્રાને પહેલાંની માફક ઘણો વખત લાગતો નથી. આધુનિક વિજ્ઞાનશાસ્ત્રથી ગતિમાં જે ઝડપ આવેલી છે, તેવી ઝડપ પહેલાં હતી નહિ અને ગાડામાં બળદની ધીમી લચકથી ગાડાવાળાના ગીતના લલકારની સાથે યાત્રા થતી હતી. સાથે બેચાર ડઝનનો સથવારો હોય કે સેંકડો સ્ત્રી પુરૂષોનો પણ સથવારો હોય.

યાત્રાની શરૂઆત થઈ. દિવસ પ્રકાશતો હતો. હૃદયમાં આનંદ હતો. સગાંવહાલામાં ઉત્સવ હતો. યાત્રાનું વર્ણન પળેપળનું કરવું મુશ્કેલ છે, તેની જરૂરિયાત પણ નથી. મુખ્ય મુખ્ય યાત્રાનાં

સ્થળ આવે અથવા વિશ્રામનાં સ્થાન આવે તે જ પાછળથી યાદ રહે છે અને જીવન ઉપર અસર કરે છે. યાત્રાળુ એકલો હોય કે સથવારો હોય પણ યાત્રામાં તે પોતે એકલો, અરણ્યમાં હોય એમ જ લાગે છે. યાત્રાળુ સહરાના અરણ્યમાં ઝૂંપડી બાંધીને રહેતો નથી; તેનો ખાવાપીવાનો વ્યવહાર બધા સાથે જ હોય છે; પણ યાત્રાથી ઉપજતા વિચારોમાં, તેમાંથી આવતા સુખદુઃખોમાં, પ્રભુ પાસે હૃદય ઉકેલવામાં તો તે એકલો ને અટુલો જ હોય છે. યાત્રાની શરૂઆતમાં બીજા યાત્રાળુઓ પણ મળે છે. તેમાંના કેટલાકની સાથે સ્નેહ બંધાય છે, થોડા દિવસ સાથે રહેવાનું પણ થાય છે, પણ પાછા તેઓ પોતાને રસ્તે અને પેલો યાત્રાળુ પોતાને રસ્તે ચાલ્યા જઇ છૂટા પડે છે. વિદ્યાલયને વિસામે ઘણા ભેગા મળે છે, અને ત્યાં ઘણો વખત થોભવાનું હોય છે. યાત્રા નવી છે. હૃદય કુમળાં છે. આકાશ ભૂરું છે. ચન્દ્ર અને તારાઓ પ્રકાશ આપે છે અને કોઈ વાર સરોવર જેવી ઊંડી લાગતી, કોઇ વાર વિજળીની માફક ચમકતી આંખોની સુંદરતા પણ જોવામાં આવે છે. વાર્તા અને કાવ્યની રસધાર અસ્ખલિત વહે છે અને યાત્રામાં આખા જગતને સુધારવાની પ્રબલ ઇચ્છા અને સ્ફુરણા થાય છે. વખતની કિંમત નથી, પૈસાની કિંમત નથી, કિંમત છે ફક્ત જ્ઞાનની ને સ્નેહની. યાત્રાને સ્થળે ગમે તેટલું લાંબુ રહેવાનું હોય, પણ છેવટે તો અંત આવવાનો જ અને તે સ્થળેથી પણ આખરે યાત્રાળુને આગળ ચાલવું પડયું. તે વખતે તો નવાં સ્થળો જોવાની ઇચ્છા હતી, નવી પ્રતિમાઓ પૂજવાની અભિલાષા હતી એટલે એટલું વસમું ન લાગ્યું, પણ જેમ જેમ યાત્રા આગળ વધતી ગઇ, જેમ જેમ રસ્તો વિકટ થતો ગયો તેમ તેમ આ સ્થળ હંમેશ વધુ ને વધુ યાદ આવતું ગયું. અને જ્યારે જ્યારે જગત અરણ્યની માફક ખાવા ધાતું ત્યારે આંખમાં

આંસુ સાથે અને હૃદયના ધબકારા સાથે આ સ્થળમાં ગાળેલું જીવન તે યાત્રાળુને યાદ આવતું. તે વખતના એક સિવાયના બધા સાથીઓ ગયા. કેટલાએક પ્રભુના તેજમાં વિરમ્યા, કેટલાએકનો પંથ ન્યારો થયો, કેટલાએકમાં શિથિલતા થઈ. તે પવિત્ર અને રમણીય નદી જેના કાંઠે હવે મહાસાધુના મઠ મંડાણા છે, તે રાત્રિએ સંભળાતી ટીટવીની ચીસો, ને આંબલી અને આંબાનાં ઝાડનાં વૃંદો, તે સ્નેહીઓ, તે પોળની અને જંગલની મજલો—એમાંનું ઘણું છે, ઘણું નથી, પણ જે છે તે પણ પહેલાંનું નહિ. યાત્રામાં જે જે સ્થળ મૂકીને ગયા તે પાછું મળતું નથી, જે આંખો છોડીને ગયા તે પાછી આપણે માટે પ્રકાશતી નથી.

યાત્રાનું બીજું સ્થળ સુખવાળું પણ લાગ્યું અને દુઃખવાળું પણ લાગ્યું. તે સ્થળને માટે બહુ સાંભળ્યું હતું, બહુ વાંચ્યું હતું. બહુ સ્વપ્નાંઓ આવ્યાં હતાં, બહુ ભાવનાઓ ઘડી હતી. મનમાં એમ વિચાર્યું હતું કે ત્યાં મોટાં અને ગંભીર દેવસ્થાનો હશે અને જે ઘંટ વાગતા હશે અને નોબતો ગગડતી હશે તેનાથી આત્માનું પરિવર્તન થઈ જશે. મંદિરો જોયાં પણ ચમત્કારિક નહિ. નદીએ નાહ્યા પણ ત્યાં પેલા સ્થળનાં જેવાં પવિત્ર ઝરણાં નહિ. ટીટવીઓ બોલતી બંધ થઈ, અને શહેરમાં પક્ષીઓ પણ ગાતાં શરમાય છે એવાં મૂક પક્ષીઓ જોયાં. સ્વપ્ન અને વસ્તુસ્થિતિ વચ્ચેનું અંતર જોયું. પણ યાત્રાળુએ તેટલું છતાં એમ પણ જોયું કે જે પ્રમાણે પહેલા સ્થળમાં સારું જગત આત્માની આસપાસ ફરતું હતું તેમ આ બીજા સ્થળમાં બન્યું નહિ. પણ આત્માને પોતાના કરી લીધેલા કોશેટામાંથી બહાર નીકળવું પડયું અને બીજી આત્મસૃષ્ટિઓ કેવી છે તે જોવું પડયું. પ્રેમનું દેવસ્થાન જોયું. ત્યાં પ્રતિમા કવચિત્ એક દેખાય છે, કવચિત બે, કવચિત્

પ્રતિમાની પરંપરા, જે પ્રમાણે પૂજકનો ભાવ. ધ્યાનથી અને ભક્તિથી જુઓ તો તે પ્રતિમા પાછળ બીજી અસંખ્ય પ્રતિમાઓ જણાશે. અસંખ્ય બહેનો, ભાઇઓ અને બાળકો જેમને પ્રેમની ભૂખ છે, જેમને જગતે પ્રેમથી વંચિત રાખેલ છે તે સઘળાં મૂળ પ્રતિમાની પાછળ છે. તે દેવસ્થાન પાછળ લોક ઘેલું થયેલું લાગતું હતું. કાલિમાતાના દેવસ્થાન આગળ હજારો લોકોનો જમાવ થયેલો હંમેશાં માલૂમ પડે છે તેમ આ દેવસ્થાન આગળ હજારો લોકો એકઠા થયેલા હોય છે. આટલા જમાવમાં ઘણાને નસીબે દર્શન મેળવવાં પણ દુર્લભ હોય છે અને સાંજને પહોરે જ્યારે દેવસ્થાનનાં દર્શન બંધ થાય છે ત્યારે તેઓને નિરાશ થઇને પાછા જવું પડે છે. બેથીસડાની નદીની વાત છે. તે નદીનાં જળમાં એવો પ્રભાવ મનાતો કે અમુક વખતે જ્યારે તેમાં પૂર આવતું ત્યારે તેમાં જે નહાય તેને ગમે તેવો ભયંકર રોગ હોય તો તે પણ નિર્મૂળ થઈ જતો. આવી રીતે તેના કિનારાની આસપાસ સેંકડો આદમીઓ પોતાના રોગ મટાડવાને પડી રહેતા. પ્રભુ ખ્રિસ્ત એક વખત ત્યાં ગયા ત્યારે રક્તપિત્તથી પીડાતા એક મનુષ્યને વર્ષો થયાં ત્યાં રાહ જોતો જોયો; કારણ, જ્યારે જીવનનાં પૂર આવતાં ત્યારે તેને પૂરમાં નવરાવનાર કોઇ મળતું નહિ. પ્રભુએ પોતે જ તેને તેના પાપમાંથી ને રોગમાંથી મુક્ત કર્યો. પ્રેમના દેવસ્થાન પાસે હજારો રાહ જોતાં ઊભાં હતાં, તેમાંથી કેટલાંકને દર્શન થતાં કેટલાંએકને નહિ. જે કેટલાંએકને દર્શન થતાં તેમાંથી પણ જુદં જુદાંને જુદી જુદી રીતે દર્શન થતાં. કાલિમાતાનાં મંદિરમાં બકરાઓનો ભોગ ઘણાંએ જોયેલ છે અને લોહીની નીકમાંથી માનાં દર્શન માટે પસાર થવું પડે છે. તેમ આ મંદિરમાં કેટલાય ભક્તોનાં હૃદયમાંથી લોહી વહેતું હતું અને દર્શન કરવા જતાં બહેનોને અને ભાઈઓને લોહીમાંથી પસાર થવું પડતું હતું.

તે સ્થળ પણ યાત્રાળુએ છોડ્યું, કારણ યાત્રા તો હજી બાકી હતી. ઘણી વાર સૌથી વિકટ લાગતો રસ્તો વિકટ નથી, પણ જંગલ વગરનો, ભય વગરનો, તેમજ પ્રકૃતિની સુંદરતા વગરનો રસ્તો સૌથી વિકટ છે. જંગલવાળા રસ્તામાં પણ કાંઈક નવીનતા છે, દરરોજ ઉપસ્થિત થતા નવા ભયની સામે શાં પગલાં લેવાં તે બાબતની કાળજીની જરૂર છે. પણ જે રસ્તા ઉપર આવો ભય નથી, જે રસ્તા ઉપર સુંદરતા નથી, તે રસ્તા ઉપર જવું બહુ દુષ્કર છે, કારણ આત્મા હતાશ થઈ જાય છે. પણ યાત્રામાં આવા રસ્તાઓ પણ આવે છે, આવાં સ્થળ પણ આવે છે, જવાબદારી વધતી જાય છે અને યાત્રાળુને સમજાતું જાય છે કે નાનાં કામમાં પણ ચારિત્ર સમજાવી શકાય છે. જીવનમાં આનંદનું સામ્રાજ્ય નથી, પણ દુઃખ પણ છે. દુઃખ અને સુખને કેવી રીતે જીવનમાં ઉતારવાં તે પણ એક કર્તવ્ય છે–એક કલા છે. યાત્રા જ્યારે શરૂ કરી ત્યારે જે દેવસ્થાનોમાં આસ્થા હતી અને શ્રદ્ધા હતી તે દેવસ્થાનો કાં તો ગયાં કે કાં તો તે આસ્થા ગઈ. પણ તે દેવસ્થાનોને બદલે બીજાં દેવસ્થાનો ઉભાં થાય છે. બીજાં દેવસ્થાનો તરફ શ્રદ્ધા પણ ઢળતી જાય છે. યાત્રા પૂરી થતી જાય છે ત્યારે લાગણીઓ પણ બદલાતી જાય છે. સવારે સૂર્યનાં કિરણ પૂર્વથી આવે છે અને મધ્યાહ્ન પછી પશ્ચિમથી આવતાં જણાય છે. આશા અને ઉન્માદને બદલે કાંઈ નિરાશા ને શાંતિ આવતાં જણાય છે.

યાત્રા પૂરી થઈ નથી પણ થશે. દેવસ્થાનો જોયાં, દેવદર્શન કર્યાં, પ્રતિમાઓની પૂજા થઇ. યાત્રામાં કદાચ કંટાળો આવે, પણ પ્રભુની ઘટના છે કે સુખે દુઃખે પણ યાત્રા પૂરી કરવી. લાંબી મજલો કાપી શરીરે ધૂળ એકઠી કરી, લાકડીનો ટેકો રાખી, યાત્રાળુ પોતાના ઘર તરફ ધીમે ધીમે પાછો ફરે છે. જે ઘરમાંથી

યાત્રા શરૂ કરી તે જ ઘરમાં તે જ દિવ્ય તેજ તરફ પ્રયાણ કરતો હતો. યાત્રાએ નીકળ્યો ત્યારે સથવારો છતાં એકલો હતો. જુદે જુદે સ્થળે સ્નેહીઓ મળ્યા; સ્નેહીઓ સાથે દિવસો ગાળ્યા; પણ નિર્જનતા ગઈ નહિ. પ્રેમદેવનાં જ્યાં મંદિર હતાં ત્યાં પણ અરણ્યનો ભાસ થતો હતો. રણમાં ઝુંપડી કરી હોય તેમ યાત્રામાં લાગતું હતું. યાત્રાને માટે, પ્રભુ, તેં અમને લાયક ગણ્યા તો અમને સાથ કેમ નથી આપતો? લાંબી મજલે જઈએ, સેંકડો સ્થળો જોવાને જઈએ, તારા મંદિરે જઈએ તો પણ અમને ભયંકર નિર્જનતા કેમ લાગે છે?

યાત્રા શરૂ થઈ ત્યારે આશા હતી. યાત્રા પૂરી થવા આવી ત્યારે ઘણાને આશા રહેતી નથી. પણ ત્યારેય આશા શું કામ ન હોવી જોઈએ? મુસાફરી કરીને આવ્યા પછી ઘેર પાછાં વળતાં કેટલી આશાઓ હોય છે? ગૃહજનોને આટલે વખતે મળીશું ત્યારે તેઓ કેમ હશે, તેમનો પ્રેમ અને સ્નેહ કેવો ઢળશે વગેરે આશાઓ અને સ્વપ્નાં જીવનને રસમય બનાવે છે. ત્યારે યાત્રા પૂરી કરીને પિતાને ત્યાં પાછાં ફરતાં નિરાશાને માટે ક્યાં સ્થાન છે? તે દિવ્ય તેજથી આખા વિશ્વમાં જીવન છે અને તે તેજ તરફ પાછાં વળતાં તે શાશ્વત જીવન આપણું છે.



ॐ असतो मा सद्गमय।
तमसो मा ज्योतिर्गमय।
मृत्यो र्माऽमृतं गमय॥
ॐ शान्तिः शान्तिः शान्तिः॥

હે પ્રભુ ! ત્હારા એક ભક્ત અને અમારા મુરબ્બી શ્રીયુત નરસિંહરાવભાઈ આ જગત છોડી ગયા છે તેમના આત્માની શાંતિ માટે પ્રાર્થના કરવા અમે બધા ભેગા મળેલ છીએ. વિશ્વની અંદર તારું અનન્ત અગ્રાહ્ય અવિચલ જ્વલન્ત તેજ રમી રહેલું છે અને હજારો જગત તારામાં છે. જીવન અને મૃત્યુ એ તારા તેજમાં ક્ષુલ્લક ફેરફારો છે પણ અમને એ મોટા ફેરફારો લાગે છે. જીવનની ઘટનામાં શાંતિ માટે તલસીએ છીએ અને પ્રવાસો કરીએ છીએ પણ જ્યાં સુધી તને એક કે બીજા રૂપમાં હૃદયમાં ઉતારેલ નથી ત્યાં સુધી આ શાન્તિ મળી શકે એમ નથી. તું તો ભક્તજનોને શોધવા મથે છે અને અમે તારાથી દૂર નાસી જવા ગમે તેવા પ્રયત્નો કરીએ, પણ તું છેવટે અમને પકડી પાડે છે. રાત્રિની શાંતિમાં કે બળબળતા બપ્પોરે તું અમારાં બારણાં ઠોકે છે પણ અમે અમારી જંજાળમાં, ખટપટમાં, મગરૂબીઓમાં, વાંછનાઓમાં તે અવાજ સાંભળતા નથી. અને પછી જ્યારે ઉઘાડવા જઇએ

ીએ ત્યારે તું જણાતો નથી. તું કેટલાં રૂપે અમારી પાસે આવે છે! દુઃખથી પીડાતાં બાળક તરીકે કે સ્ત્રી તરીકે, સત્ય તરીકે, ન્યાય તરીકે તે પણ અમે ઓળખી શકતાં નથી.

તું એક છે પણ અનેક રીતે દેખાય છે. મુ. નરસિંહરાવભાઇએ જ લખ્યું તેમ—

"તું જાતે છે એક જ એક,
ધારે રૂપ અનેક અનેક."

જે સોગટાંની બાજી આપણે માંડીને બેઠાં છીએ તે "હરી બીજી ક્ષણે" એનાથી આટલો ભય કેમ રહે છે? જીવનમાંથી મૃત્યુ તે દિવસમાંથી રાત્રિ જેવું છે. અંધકારમાંથી તેજમાં લઈ જા એમ આપણે પ્રાર્થના કરીએ છીએ, અને આપણી સ્થૂલ આંખોએ અને સાધારણ મનુષ્યોની દૃષ્ટિએ અંધકાર માનીએ છીએ. જીવનને તેજ માનીએ છીએ અને મૃત્યુને અંધકાર માનીએ છીએ. પણ એક કવિએ લખેલું છે એમ કેમ ન બને કે રાત્રિ પણ—

"અનન્ત ઘુતિ અન્તરાલમય નેહભીનું ગગન"

હોઈ દિવસ કરતાં પણ વધુ આકર્ષક બને—અને

'દિન પછી નિશા હાવી જો—

ગણો દુઃખદ મૃત્યુ, જીવન વડું ન તે કેમ તો!"

પ્રભુ! આ પ્રશ્નો ઉકેલવાને અમને સામર્થ્ય આપ.

સ્વર્ગસ્થ નરસિંહરાવભાઈની "વિવર્તલીલા"માં કહેલી એક વાતનો ઇશારો આવે છે. એ વાત એમ છે કે બાવાઓ હંમેશ ભજનો શરૂ કરતાં પહેલાં એક દુહો ગયા છે.

સાંજ પડે દિન આથમે ચકવી બૈઠી રોય,
ચકવા ચલો, વહાં જઈએ જીહાં રૈન ન હોય.

માનવજાતિની દુ:ખ અને મૃત્યુની નૈસર્ગિક ભીતિ આ સાદા ચરણમાં જણાઈ આવે છે. પરાપૂર્વથી સૂર્ય અસ્ત પામીને રાત્રિ થાય, અથવા તો દરેક મહિનામાં આવતો શુક્લપક્ષ મટી કૃષ્ણપક્ષ થાય કે તોફાન અને વાવાઝોડાને લીધે સૂર્યનું તેજ બંધ થાય ત્યારે મનુષ્યહૃદયમાં ક્ષોભ થાય છે, અને અંધકારથી ભય ઉત્પન્ન થાય છે. એ જ પ્રમાણે જીવનયાત્રા પૂરી કરી અને સામે આવતો કાળો પડદો જોઈ તેની પાછળ શું હશે એ વિષે બધાંને સંદેહ અને સંશય રહ્યા કરે છે. પ્રભુ ખ્રિસ્ત જેવાને પણ એમ બોલવું પડયું હતું કે "પિતાશ્રી, હજુ પણ આ કટોરો પાછો લઈ લેવાતો હોય તો લઈ લો."

ઘણાં વર્ષ ઉપર, લગભગ પા સદી ઉપર સ્વ. નરસિંહરાવ ભાઈનું હરિકીર્તન સાંભળ્યું હતું, જેમાં એક ભજન આવતું હતું કે:

"મૃત્યુ મરી ગયું રે લોલ."

પ્રભુમાં શ્રદ્ધાથી અને આત્મબળથી મૃત્યુનો ડર નિકળી જાય છે અને એથી મૃત્યુ મરી જાય છે એવું બહુ હાર્દિક કથન આ ભજનમાં આપેલું છે. એ જ પ્રમાણે એમના એક કીર્તનમાં શ્રી બુદ્ધદેવ પાસે એક માતા જેણે પોતાનો પુત્ર ખોયો હતો તે ગઈ અને બુદ્ધદેવને વિનંતી કરી કે મારા પુત્રને સજીવન કરો. બુદ્ધદેવનો જવાબ સહુને વિદિત છે. એ બાઈને એવું કોઈ પણ ઘર ન મળ્યું કે જ્યાં મૃત્યુનો પડછાયો કોઈ પણ દિવસ પડયો ન હોય. તાત્પર્ય એ હતું કે શારીરિક મૃત્યુ તો જગતમાં પહેલેથી જ જોડાયલું છે અને તેને જીતનાર પ્રભુશ્રદ્ધા અને આત્મબળ સિવાય બીજું કાંઈ નથી. "સ્મરણ સંહિતા"માં સ્વ. નરસિંહરાવભાઈએ આજ બાબત લખ્યું હતું:

"તું દયામય છે છતાં મૃત્યુ પ્રભુ તેં શીદ રચ્યું ?
વિશ્વમાં સુખદુઃખનું શીદ યુદ્ધ રાખે તું મચ્યું ?"

અને પોતે જ એનો જવાબ આપે છે.

"જો સનાતનતા તણું
પૂર વ્યાપ્યું સહુ સ્થળે
મૃત્યુ ત્યાં લુપ્તજ થયું
જીવન વિના ન બીજું મળે."

ખ્રિસ્તનો બોધ આ સિદ્ધાંત ઉપર જ રચાયલો છે. તે પ્રભુ એક નાના ગામડામાં શિષ્યો સાથે ગયા અને શિષ્યો ખાવાનુ લેવા ગયા ત્યારે એક બાઇ જે કૂવેથી પાણી ભરતી હતી તેની પાસે પાણી માંગ્યું ને કહ્યું કે જે પાણી તેં આપ્યું તે પાણી પીવા છતાં તરસ છીપતી નથી. પણ જે જળ હું આપીશ તેનાથી તરસ હંમેશની છીપાશે–એટલે કે આત્માની શાન્તિ મળે છે. મૃત્યુને બદલે જીવન આપવાનો એમનો પેગામ હતો અને ભાવના હતી.

મુ. શ્રી નરસિંહરાવના આખા જીવનમાં ભક્તિ અને શ્રદ્ધા સૌથી બહાર તરી આવે છે. ગીતાના પાઠમાં જેને સ્થિતપ્રજ્ઞ કહેલ છે એ પ્રમાણે દુઃખ અને મૃત્યુથી થતા વિયોગમાં શાંતિ રાખવાનો એમનો સતત પ્રયાસ હતો અને તે શાન્તિ મેળવી શક્યા હતા. જે અનંત તેજ આ વિશ્વની પાછળ રહેલ છે, તે તેજની સાથે જેમ વધારે સામ્ય સધાય તેમ વધારે શાન્તિ અને વધારે Repose–સ્વાસ્થ્ય મળી શકે છે.

નરસિંહરાવભાઇએ બાંધેલા ગૃહકુટુમ્બરૂપી ઘરમાંથી એક પછી એક ખંડ ખરવા માંડ્યા અને છેવટે આખું યે ઘર પડી ગયું. આ જાતનાં દુઃખ જગતમાં અસાધારણ નથી. પણ તે છતાં

સાધારણ પણ નથી. અને એમનું જીવન એ પ્રમાણે જોઈએ તો એક પછી એક દુ:ખદ બનાવના ઇતિહાસરૂપ જ હતું.

સૌથી પ્રથમ એમનાં વહાલાં દીકરી સૌ. ઊર્મિલાબેન આ જગતને છોડી ગયાં; પણ પોતાની પાછળ સ્મરણચિહ્ન તરીકે કુમાર પ્રેમલને મૂકતાં ગયાં. ત્યાર પછી એમનો વ્હાલસોયો પુત્ર નલિન પણ ગયો. વર્ષો વીત્યાં. બીજાં છોકરાંઓ મોટાં થયાં પણ પછી લવંગિકાબેન અને ત્યાર પછી તરત પ્રેમલ પણ ગયો. અને છેવટે સૌ. સુશીલાબેન પણ છ માસ ઉપર સ્વર્ગવાસ પામ્યાં. આ જાતની કસોટીની પરંપરા એમના માથા ઉપર આવી પડી તે છતાં તેમના આત્માની શાન્તિ તેમણે ખોઈ નહોતી અને વિશ્વ-નિયંતા સાથે કંઈ એવી ઘટના કરી હતી કે આ તોફાનો એમની આસપાસ ફરી વળે પણ એઓ પોતે દૃઢ અને શાન્ત રહે, અને ખડક ઉપરની દીવાદાંડીની પેઠે પોતે બીજાને તેજ આપતા રહે.

જીવનને દુખી માનીને એનાથી કંટાળવું એ મોટા આત્માની પ્રકૃતિ નથી પણ સાધારણ મનુષ્યની પ્રકૃતિ છે. ક્રુસ આગળ આવીને પ્રભુ ખ્રિસ્તે પ્રાર્થના કરી હતી કે: "પિતા મેં તને જાણેલ છે." તેને માટે તારો ઉપકાર માનું છું. એટલે કે આ જીવનને માટે આ એ એમના ઋણી હતા. જેમના ઘા ઊંડા નથી તેઓ જીવનને દોષ દે છે. અને ગાળ દે છે. પણ શ્રી. નરસિંહ-રાવભાઈએ જીવનને ગાળ દીધી નથી કે દોષ દીધા નથી. એમના સોંપાયલા કામમાંથી કદી ફારેગ થયા નહોતા અને સતત અભ્યાસથી પોતાના ભાઈબેનોની ને દેશની મોટી સેવા પોતાની પાછળ મૂકી ગયા છે. જરૂર તેમની પાસે કીમિયો હોવો જોઈએ. એ કીમિયો કયો તે એમના જ નામે અને એ જ જ્ઞાતિના ભક્ત કવિ લખી ગયા છે. એમનો ઈશારો પોતે વિવર્ત-લીલામાં કરેલો છે. પોતે સવાલ પૂછે છે કે પ્રભુનું આ અગ્રાહ્ય,

અગમ્ય સ્વરૂપ શી રીતે પકડાય ?

"નરસૈંયાનો સ્વામી સકલ વ્યાપી રહ્યો."

તેને કોણ શી રીતે, શા સાધન વડે સાધે ? અને લખે છે કે નરસિંહ મહેતા જ ઉપાય બતાવે છે કે :—

"પ્રેમના તંતમાં સંત ઝાલે."

એટલે પોતાના પ્રેમથી પ્રભુને પોતાના હૃદયમાં સ્થાન આપી શકયા હશે એમ લાગે છે.

એ પ્રેમને જ સંબોધીને **तद् दूरे तद् अंतिके।** એમણે લખ્યું છે. આ જીવનમાં અનેક અનપેક્ષિત સ્થળે, પ્રસંગે, સ્વર્ગ પ્રત્યક્ષવત થાય છે તે ઉદ્દેશીને બોલું છું. ભક્તો ગાય છે—

વૈકુંઠ ઢૂંકડું રે પ્રેમીજનને ઢુંકડું રે
દુર્જનને મન દૂર,
અવિચલને મન મનસાવાચા
ભક્તિથી ભરપૂર, વૈકુંઠ ઢૂંકડું રે.

સંત પોલ પાસે એક વખત તેના કેટલાક શિષ્યો જુદી જુદી ફરિયાદો અને દુ:ખની કહાણીઓ લઇ આવ્યા હતા. એમને એણે સવાલ કર્યો કે તમે દુ:ખ કેમ ખમી નથી શકતા ? જે પ્રમાણે કોઈ એક ભાઇએ આપણું અપમાન કર્યું હોય આપણુ નુકશાન કર્યું હોય તેની સામે વેર લેવાનો પ્રતિબંધ છે તેમ જીવને આપણને દુ:ખ આપ્યું હોય તો તે જીવનની સામે પણ આપણો રોષ કરવો જોઈએ નહિ. કોઈ કહેશે કે આ મુશ્કેલીભર્યું છે. મુશ્કેલી તો છે પણ શ્રદ્ધા પણ એટલી જ તીવ્ર રીતે મુશ્કેલ છે. પોતાનો જમણો હાથ પોતાના ડાબા હાથથી કાપી નાખવા જેટલું જ મુશ્કેલ છે. જે પ્રમાણે જે માણસે આપણને અપમાન કરેલ હોય કે નુકશાન કરેલુ

હોય તેને નુકશાન ન કરતાં કાંઇ સારો બદલો આપવાનો બોધ કરવામાં આવે છે તેજ પ્રમાણે જીવન દુ:ખમય બન્યું તો પણ જીવનની અંદર સત્ય ન્યાય, પવિત્રતા વગેરે જોવાનો આગ્રહ કરવામાં આવે છે. જીવનને જીવન તરીકે જ લેખશું તો હરકોઈ કંટાળશે; પણ જીવનની પાછળ દિવ્ય તત્વો છે અને સત્ય વગેરે અંશ છે એમ માનીશું તો શ્રી. નરસિંહરાવભાઈએ પોતાનું જીવન બનાવ્યું હતું એમ શ્રદ્ધા અને સારાં કર્મોથી જગતમાં રહી શકીશું. સંત પોલે કહ્યું હતું કે :—

Finally brethern, whatsoever things are true, whatsoever things are honest, whatsoever things are just, whatsoever things are pure, whatsoever things are lovely, whatsoever things are of good report–if there be any virtue and any praise, think of these things and the God of peace shall be with you.

‘છેલ્લે બંધુઓ, જે જે ચીજો સત્ય છે, જે જે ચીજો પ્રામાણિક છે, જે જે ચીજો પવિત્ર છે, જે જે ચીજો સુંદર છે, જે જે ચીજો શુદ્ધ છે,—’ આ બધા ઉપર વિચાર કરો અને વિચાર ચાલુ રાખો અને શાન્તિમય પ્રભુ તમારી પાસે જ રહેશે.

કોઈ પણ મનુષ્ય સર્વગુણસંપન્ન હોતો નથી. અને Pisgah heights એટલે કે સર્વથી ઉંચી ટોચ તે પર પહોંચી શકેલો હોતો નથી. પણ ઉપર જણાવેલી ભાવનાને મુ. નરસિંહ રાવભાઇએ પોતાના જીવનમાં મોટે અંશે ઉતારી હતી. ફળપ્રાપ્તિની

આશા વગર કે ફળપ્રાપ્તિની વાંછના વગર કે એનાથી મોહિત થયા વગર દુનિયાના જે સ્થિતપ્રજ્ઞો કામ કરે છે તેવા સ્થિતપ્રજ્ઞો ખરા વિદ્વાનો ને સાક્ષરોમાં જોવામાં આવે છે. ગુજરાતી ભાષા માટે સ્વ. નનુભાઈએ લીધેલા ભેખ કદર કે પિછાન કેટલાએ કરી હશે? પણ એજ ભાષાની પાછળ એમણે વર્ષો સુધી સતત મહેનત અને દિલની ખંત ગાળ્યાં હતાં. જેને પ્રભુના તેજનો એક વખત પણ ચમકારો થયો હશે તેને તે તેજ મૂકીને જગતનાં અંધારાં નહિ ગમે. માઉન્ટ એવરેસ્ટ ઉપર ચઢવાનો પ્રયત્ન કરનાર એક યુરોપિયન મુસાફર એના બે સાથીઓ પાછા ન આવી શકયા તેનું કારણ આપતાં કહે છે કે કદાચ એમ હશે કે તેની ટોચ ઉપર રહેલાં તેજ અને સૌંદર્યથી પોતે જેમ મુગ્ધ થયો એમ તેઓ પણ મુગ્ધ થયા હોય, અને એમને એમ લાગ્યું હોય કે આવા દિવ્ય દેખાવ પછી જગતમાં પાછાં શું કામ જવું?

સનાતન પ્રાર્થના છે કે **तमसो मा ज्योतिर्गमय।** અંધારામાંથી તેજમાં લઈ જા. એ જ પ્રમાણે બીજી પ્રાર્થના છે. એડ્વીન આર્નોલ્ડના Light of Asiaમાં નીચેનું ચરણ છે—

While life is good to give I
give and go,
To seek deliverance and
that unknown light.

સ્વ. નરસિંહરાવભાઈએ આ ભાગને કંઈક ફેરવીને નીચેની કડીમાં મૂકયો છે—

"ચાલ્યો શ્યામ રજનીમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો."

મુ. નરસિંહરાવભાઈ આ પ્રમાણે રજનીમાં ચાલી નીકળ્યા છે અને તે પરમ જ્યોતિનો પંથ ઝાલવાને. અંધકારમાંથી તેજમાં એ મહાનુભાવ સિધાવેલ છે અને એમની સ્મરણસંહિતામાંથી આપણે જોઈએ છીએ કે,

"તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો

× × ×

દયામય મંગલ મંદિર ખોલો."

ઓમ્—શાંતિઃ શાંતિઃ શાંતિઃ

ઘણાં ઘણાં વર્ષો ઉપર, જ્યારે હું કૉલેજમાંથી રજા ખાતે મારે ઘેર (પાલીતાણા કે સુરત) જતો, ત્યારે હું કોઈ પણ ઠેકાણે જવાને કપડાં પહેરવા માંડું એટલે મારો નાનો ભાઈ કહેતો કે: "હું પણ ભાઈ સાથે જઈશ." એ સમયના રજાના દિવસો એટલે જ્ઞાતિના મેળાવડા કરવા, એ મેળાવડામાં મનરંજન કાર્યક્રમો રજુ કરવા, દોસ્તો સાથે તાપી નદીના કિનારાની પાળ ઉપર બેસવું કે રાણીના બાગમાં બેસી "ગરમ ભૂંજેલી શીંગ" સાથે બિનજવાબદાર ગપ્પાં હાંકવાં. હું કેટલીક વાર હા પાડતો, પણ કેટલીક વાર ના પણ પાડતો; અને અમારાં માતાપિતા પણ કહેતાં કે: "દરેક વેળા તારે મોટાભાઈ સાથે જવાનું કેવું?" જવાબમાં તે ઠંડે કલેજે ઉત્તર વાળતો: "હું તો મોટાભાઇનું પૂંછડું છું, એટલે એ તો સાથે જ હોય ને!" આ જાતની શાંતિમય ધૃષ્ટતા અને હાસ્યરસનું મિશ્રણ બોલનાર એ ધનસુખલાલ મહેતા. એ સમયે એનું વય હશે દસ-બાર વર્ષનું, છતાં એનું વાંચન મોટી વયના માણસોને પણ શરમાવે તેટલું વિશાળ હતું. તેમાંય સ્વ. રણજીતરામનો તેને સહવાસ મળ્યો અને તેમની પાસેથી પ્રેરણા પ્રાપ્ત થઈ; પરિણામે એનો માનસિક વિકાસ વધી ગયો.

પ્રભુ ખ્રિસ્તે કહેલું વાક્ય "મારા પિતાના આવાસમાં ઘણા

ખંડો છે." (In my Father's house are many mansions) એ આ જગતમાં આત્માને પણ લાગુ પડે છે એમ મેં ઘણી વેળા અનુભવેલું છે. આત્માના આવાસમાં પણ ઘણા ખંડો છે. અમે બહુ નાના હતા, ત્યારે એક વખત અમે હળવદના રાજાસાહેબના મહેલમાં ઊતર્યાં હતાં. મહેલની નીચે જ સુંદર, વિશાળ તળાવ અને ભવ્ય બગીચો. અનેક શયનખંડ હતા, જેમાં પ્રચંડ નકશીવાળા પલંગો અને એ પલંગો ઉપર રેશમી તળાઈ, ગાદલાં અને રજાઇનો પાર ન હતો. જ્યારે જ્યારે પ્રભુ ખ્રિસ્તનું ઉપલું વાક્ય હું વાંચું છું ત્યારે ત્યારે મને હળવદનો એ રાજમહેલ યાદ આવે છે. એમાંના ઘણા ખંડ બંધ જ રહેતા. આત્માના આવાસના અનેક ખંડો પણ આવી રીતે બંધ પડ્યા રહે છે. આપણી પાસે તે બંધ ખંડોની ચાવી હોતી નથી, પણ ક્વચિત ક્વચિત તે ચાવી લાવીને ખંડ ખોલનાર આપણને મળી આવે છે. પ્રભુ પોતે તે કોઈ વાર ખોલી આપે છે; કોઇ વાર તે કોઈની પાસે ખોલાવે છે. પ્રભુએ રણજીતરામ પાસે ધનસુખલાલના આત્માના બંધ ઓરડાને ખોલાવ્યો અને તેમાંથી સાહિત્યની રસધાર છૂટી!

ધનસુખલાલને તે આઠ વર્ષનો હતો ત્યારે અકસ્માત થયેલો તેને પરિણામે તેને તાવ અને ઉધરસ અવારનવાર રહેતાં અને પિતાને એની બહુ ચિંતા રહેતી. આથી એમના અભ્યાસ બાબત પિતા બહુ આગ્રહ કરતા નહિ; બાકી મારા અભ્યાસ માટે એમનો કેટલો આગ્રહ હતો એ તો મારું મન જાણે છે! તે ઉપરાંત, ધનસુખલાલને વઢવાણ, પાલીતાણા અને સુરતની નિશાળો એક પછી એક લેવી પડી એથી પણ એમનો અભ્યાસ નબળો રહ્યો. ક્લાસમાં ઊંચો નંબર રાખે પણ વાર્ષિક પરીક્ષા એમણે પાસ ન કરી અને યુનિવર્સિટીના દરવાજા જોવા પણ એ ભાગ્યશાળી ન થયા; છતાં, અત્યારે જો કોઇને કહીએ છીએ કે

ધનસુખલાલ ગ્રેજ્યુએટ નથી તો કોઈ માનતું નથી! પણ જે વિધિએ એમને યુનિવર્સિટીની ડીગ્રીમાંથી વંચિત રાખ્યા તે જ વિધિએ તેમને વાંચવાની અને વિચારવાની એટલી પ્રેરણા અને ઉત્કટ ઇચ્છા આપી કે એમની નાની ઉમરે પણ તે ગુજરાતી અને અંગ્રેજી સાહિત્ય ખૂબ વાંચી શકયા.

એ વખતમાં જ મેં નોકરી લીધી અને મારું કુટુંબ મુંબાઇ આવ્યું. ધનસુખલાલની તબિયત હજી એવી ને એવીજ હતી એટલે એમને મહિના ને મહિના સુધી દેવલાલી હજીરા વગેરે રાખવા પડયા. આવી વસ્તુસ્થિતિને લઇને અમારી કૌટુંબિક કાઉન્સિલે નક્કી કર્યું, કે ધનસુખલાલને મેટ્રિક થવા ન દેવા કે કોલેજમાં ન મોકલવા! હજી જ્યારે જ્યારે અમે વિચાર કરીએ છીએ ત્યારે ત્યારે અમને આશ્ચર્ય થાય છે કે આવો ક્રાંતિકારી નિર્ણય અમે શાથી કર્યો? એની સાથે જ અમે એવા નિર્ણય ઉપર આવ્યા કે ધનસુખલાલે 'સ્કુલ ઓફ્ આર્ટ'માં જવું. નાનપણમાં ઘણાં છોકરાં ચિત્રો ચીતરી કાગળો બગાડે છે તે પ્રમાણે ધનસુખલાલે પણ કરેલું; પણ એ સિવાય એ વખતે એમણે ચિત્રકલા વિષે ખાસ પક્ષપાત બતાવ્યો હોય એમ યાદ નથી. પુખ્ત ઉમરે, એમણે જેમ સાહિત્યમાં નિપુણતા બતાવી છે તેમ ચિત્ર, સંગીત, નૃત્ય વગેરે લલિતકળાના અભ્યાસક અને વિવેચક તરીકે કુશળતા દાખવી છે એ ઉપરથી હું તો માનું છું કે ધનસુખલાલે ચિત્રકળામાં પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો હોત તો સારા ચિત્રકાર થયા હોત. પણ ધનસુખલાલનું કહેવું જુદું છે. એ તો કહે છે કે: "જો એમ થાત તો કદાચ 'પાટિયાં ચીતરનારનું" પાટિયું ટીંગાડવાનો વખત આવત!"

એ શાળામાં ત્રણ ચાર માસ કાઢયા એટલામાં પેલી મિયાં

અને ટહુની વાતની પેઠે પિતાના મિત્રોએ એમને અને મારા મિત્રોએ મને કહેવા માંડ્યું કે આ શાળામાં મોકલી તમે ધનસુખલાલની જિંદગી બગાડવા બેઠા છો. ફરી પાછી કૌટુંબિક કાઉન્સિલ મળી, અને નિર્ણય થયો કે ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટમાં ઇલેકટ્રીક એન્જિનિયરીંગમાં એમને દાખલ કરવા. આ વિષય એમના માનસને અનુકૂળ ન હતો છતાં, એમણે એની દરેક પરીક્ષા સારે નંબરે પાસ કરી અને ડિપ્લોમા મેળવી, બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેમાં ટેલિગ્રાફ ઇન્સપેકટર તરીકે એ જોડાયા. પણ આ રખડપટ્ટીની લાઇન એમને બંધબેસતી ન થઈ અને જ્યારે એમના લગ્નને દિવસે જ એમની બદલી એક દૂરના સ્ટેશને (એ રેલ્વેના દિલ્હીમાર્ગે, ગંગાપુર) થઈ છે એ મતલબનો તાર આવ્યો ત્યારે જવાબમાં રાજીનામું ગયું !

નવેસરથી ઘર બાંધવાનું રહ્યું. અત્યાર સુધીનો અભ્યાસ નકામો ગયો. વેપારી લાઇનનો અભ્યાસ શરૂ કરી એમણે વેપારી ઓફિસમાં નોકરી લીધી અને એ લાઇનમાં જુદી જુદી નોકરીઓ કર્યા પછી તેમના વહાણે ૧૯૨૫માં સિંધિયા કંપનીમાં લંગર નાંખ્યું. વહાણ હજી ત્યાં જ છે.

ઘણા માણસોને બે જીવ હોય છે—એકેકથી ભિન્ન. ડૉ. જેકીલ અને મિ. હાઈડની ઉક્તિ બહુ જાણીતી છે. પણ એ જાતનો સ્વભાવ કહો કે દોષ કહો એ માત્ર ડૉ. જેકીલનો ન હતો. અનેક મનુષ્યોમાં એ હોય છે. ધનસુખલાલના આ બાહ્ય જીવનના ફેરફારોથી કેવળ ભિન્ન એમનું આંતરજીવન જુદી જ દિશામાં વહ્યું જતું હતું અને ખીલ્યું જતું હતું. ટેલિગ્રાફ ઇન્સપેકટર તરીકે કામ કરતાં "હું, સરલા અને મિત્રમંડળ" રચાયું. આરંભમાં તરજુમા અને અનુવાદો કર્યા, પણ પછી સ્વતંત્ર સર્જનો રચાતાં

ગયાં. બાહ્ય જીવન ગમે તે નોકરી કરતું હોય પણ તેમનું આંતર જીવન—સાહિત્યરસિક જીવન—તો ઊછળતું ચાલ્યું. હાસ્યરસના લેખક તરીકે એમને અનુપમ યશ મળ્યો અને આપણા સંસારનાં જુદાં જુદાં છતાં સંયમી, રસિક અને વિધાનપૂર્ણ ચિત્રો એમની કૃતિઓ દ્વારા પ્રસિદ્ધ થતાં ગયાં.

આપણા સંસારમાં—આપણા જીવનમાં—એવા બહુ પ્રસંગો નથી કે જેના વડે નવલકથાઓ કે નવલિકાઓ રચી શકાય, એવી ઘણાની ફરિયાદ છે. આ જાતના કથનની અસત્યતા ધનસુખલાલનાં આશરે સો સ્વતંત્ર સર્જનો સાબિત કરે છે. જીવનના નાનામાં નાના પ્રસંગોમાં કવિતા છે—લાલિત્ય છે. જીવનની ઘણીય ક્ષણોએ પ્રભુને આપણાં બારણાં ઠોકતા આપણે સાંભળીએ છીએ. પણ આપણે એ પનોતાં—પુણ્ય પગલાંને અપનાવી લેવામાં વિલંબ કરીએ છીએ અને તે પગલાં જાય છે—પાછાં ન આવવા માટે. કવિતા, Romance, દયા, દુઃખ, કારૂણ્ય વગેરેને હાસ્યરસની સાથે બહુ નિકટ સંબંધ છે એ સાદું સત્ય જોવું હોય તો ધનસુખલાલની કૃતિઓ ‘ભૂતના ભડકા’ ‘બીજવર’, ‘બા’, ‘અમે બધાં’માંથી એ જણાશે.

સાહિત્ય અને લલિતકલા એ ધનસુખલાલના પ્રાણરૂપ છે, છતાં કાવ્ય અને ધાર્મિક સાહિત્ય પ્રત્યે એમને પ્રીતિ નથી. હાસ્યરસનાં પોતાનાં લખાણો વડે જેમણે હજારો ભાઈબહેનોને હસાવ્યાં અને તેમના જીવનની સખ્તાઈઓનો બોજ ઓછો કર્યો એ પોતે પોતાની હંમેશની નાજુક તબિયત અને અમુક સંયોગોથી ખારાં થયેલ જીવનનો બોજ ઓછો કરી શકયા નથી. સખીઓ અને સખા એ બંનેની એમને જરૂર છે અને એમને એ સારી રીતે જાળવી પણ શકે છે; છતાં એમનાથી ‘મીઠી બા’ થઈને

રહેવાતું નથી.

ધનસુખલાલની પચાસમી વર્ષગાંઠ નિમિત્તે એમનાં મિત્રવૃંદ અને વખાણનાર પોતાનો સ્નેહ બતાવવા જુદા જુદા કાર્યક્રમ યોજે એ ગુજરાતી સાહિત્યને ધન્યવાદ લેવા જેવું છે, કારણ કે આપણી જનતામાં સાહિત્યનાં વખાણ કરવાની, કદર કરવાની શક્તિ ઓછી છે. એટલે સહાયતા વિનાનાં સાપ્તાહિકો, માસિકો અને ત્રૈમાસિકો લેખકોની કદર કરી શકતાં નથી અને પોતે પણ મોતને આળસે જીવતાં જણાય છે. એવે સમયે, જે ભાઈએ ત્રીસ વરસ ઉપરાંત સાહિત્યની અને એમ કરીને ગુજરાતી જનતાની સેવા કરી–ગુજરાતીઓના ગૃહજીવનમાં તેજનાં કિરણો નાખ્યાં, તે ભાઈને આખરે આ પ્રમાણે સાહિત્યકારોએ અને ગુજરાતે ઓળખ્યા એ ગુજરાતી સાહિત્યના ભવિષ્યને માટે શુભ ચિહ્ન છે.

નાનપણમાં "હું તો મોટાભાઈનું પૂંછડું છું" એમ કહીને દરેક ઠેકાણે જે મારી સાથે આવતો તે વિધિના વૈચિત્ર્યથી આખું જીવન જ મારી સાથે રહ્યો. વિચારમાં અને ભાવનામાં જુદા, પણ ગૃહજીવનમાં એક–અમે બંને અમારું ગાડું ગબડાવ્યા જઈએ છીએ.

We, we have chosen our path–
Path to a clear-purposed goal,
Path of advance; but it leads
A long-steep journey, through sunk
Gorges, o'er mountains, in snow;
Chearful, with friends, we set forth,
Then, on the height, comes the storm.

* * *

Friends who set forth at our side,
Falter, are lost in the storm:
We, we alone are left:
With frowning foreheads, with lips,
Sternly compressed, we strain on,
On–and at nightfall, at last,
Come to the end of our way,
To the lovely inn 'mid the rocks.

Matthew Arnold.



હે દેવ! હે પ્રભુ! હે જગન્નિયંતા! તારી પ્રાર્થના કરવા અત્યારે અમે ભેગાં મળેલાં છીએ. તારી પ્રાર્થનાને માટે દેવ! નથી મંદિરો જોઇતાં, નથી દેવળો જોઈતાં. આ આખું વિશ્વ એ જ તારું મંદિર છે. દરેક મનુષ્યનું હૃદય એ જ તારું મંદિર છે. તારી પ્રાર્થના એ હૃદયમાં થઈ શકે છે. તારી પ્રાર્થના તેં જ અર્પેલા સૃષ્ટિમાંના કોઈ સ્થળે થઈ શકે છે. દરેક હૃદયને શાંતિ જોઇએ છે. જગતનાં વાવાઝોડામાંથી અને ધરતીકંપોમાંથી શાંતિ જોઈએ છે. અને જગતની સ્વાભાવિક ક્રમરૂપે ગણાયેલ વેદનાઓમાંથી અને વ્યાધિઓમાંથી પણ શાંતિ જોઈએ છે. અત્યારે ભેગાં મળેલ ભાઇબ્હેનોનાં એક વડીલ બાઈને તેં સંસારનાં સુખદુઃખમાંથી મુક્ત કરી શાંતિ આપેલ છે. તેની પાછળ રહેલાં સગાંસંબંધીઓ અને મિત્રોને આ વિયોગ દુઃખકર લાગે છે, અને તારી પાસે શાન્તિ માગવા આવેલ છે. સૌ.

---

* રા. રા. મુ. નરસિંહભાઈનાં પત્ની સૌ. સુશીલા મંગળવાર ને તા. ૭મી જુલાઈ ૧૯૩૬ ને રોજ દેવલોક પામ્યાં. તેમના મૃત્યુ પછી બારમે દિવસે પ્રાર્થના કરવામાં આવી હતી અને તે પ્રાર્થનાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. એ પ્રાર્થના અહીં આપવામાં આવી છે.

સુશીલાબહેન અમારામાંના ઘણાકનાં વડીલ જેવાં હતાં, ઘણાંકનાં બહેન જેવાં હતાં, તેમનો સ્વર્ગવાસ થયો છે. તેમના આત્માને માટે શાંતિ પ્રાર્થીએ છીએ. તેમના જીવનના જોડીદાર મુરબ્બી શ્રી. નરસિંહરાવભાઈ, જેઓએ એક પર્વતની માફક જીવનમાં દુઃખો ખમેલાં છે, તેમના આ દુઃખમાં શાંતિને માટે પ્રાર્થના કરીએ છીએ, તેમનાં બે બાળકો જે એમનો દુઃખીઆનો વિસામો છે, તેમને માટે શાંતિ માગીએ છીએ. *

પ્રભુ ! તેં પોતે કહ્યું હતું કે "I am the Peace", "હું શાન્તિ છું." બાહ્યસ્વરૂપે જોતાં જગતમાં અશાંતિ લાગે છે. સ્થળે સ્થળે વેરઝેર વ્યાપી રહેલાં છે. ઠેકઠેકાણે બળતરા અને મન્થન થઈ રહ્યાં છે. નહિ સંતોષાયેલી ઇચ્છાઓથી અશાંતિ પ્રસરી રહી છે. આ સઘળાંની પાછળ, પ્રભુ ! તારી અનંત શાંતિ છે અને તારું શાશ્વત્ સત્ય છે. તેં કહેલું છે કે "I am the Path," "હું પન્થ છુ." તો પ્રભુ ! તારી શાન્તિ મેળવવાને તું અમોને પન્થ બતાવ. અમારી પુરાતન પ્રાર્થના છે કે અંધકારમાંથી તેજમાં લઈ જા, અસત્યમાંથી સત્યમાં લઈ જા, મૃત્યુમાંથી અમરતામાં લઈ જા.

શાંતિ : શાંતિ : શાંતિ

આ જગત માટે કોઈ સવાલ પૂછે કે એનું સૌથી મોટું લક્ષણ શું ? તો જવાબ સ્વાભાવિક રીતે મળે કે "દુઃખ." જગતમાં દુઃખ શિવાય બીજું ઘણુંએ છે. બીજાં ઘણાં લક્ષણોનાં દૃષ્ટાંતેય અપાય, જેવાં કે સુખ, સ્નેહ, સૃષ્ટિસૌંદર્ય, રાજકાજ વગેરે. પણ સૌથી મોટું લક્ષણ દુઃખ !

આ દુઃખનો પ્રશ્ન ઉકેલવાને મનુષ્યજાતિ હજારો વર્ષોથી ફિલસુફી તરફ વળેલ છે, ધર્મમાં પડેલી છે, વિજ્ઞાનશાસ્ત્રી શોધે છે. વિજ્ઞાનશાસ્ત્રીની મદદથી મનુષ્યજાતિનું શારીરિક દુઃખ કાંઈક

અંશે ઓછું થએલું છે. ક્લોરોફોર્મની શોધ થયા પહેલાં ઓપરેશનો તેના વગર કરવાં પડતાં. નવી નવી શોધોથી કેટલાં દુઃખો ઓછા થયાં હશે. પણ દુઃખ પોતે તો કદાચ ઘટવાને બદલે વધ્યું હશે. મનુષ્યની આકાંક્ષાઓ વધી છે, એટલે નિરાશાઓ વધવાની જ. રોગો પણ નાબૂદ થયા નથી. પણ સુધરેલા જમાનાને અનુસાર નવાં નામ સાથે નવા રોગો આપે છે. મૃત્યુ ગયું નથી, એટલે સ્નેહીઓ અને વહાલાંનો વિરહ પણ સાલે છે.

લોઢામાંથી સોનું બનાવવાનો કિમિયો શોધવાને હજારો વર્ષો થયાં પ્રયાસ થયા છે, પણ સફળતા મળી નથી, તેમ દુઃખનો કીમિયો શોધવાને સતત પ્રયાસ ચાલુ હોવા છતાં ફ-તેહ મળી નથી. દુઃખને સદંતર દૂર કરવાનો ઇલાજ નથી, પણ દુઃખની વેદના ઓછી કરવાનો, ભૂલી જવાનો ઉપાય છે. દુઃખ આપણા ઉપર આસન કરે એ દૂર કરવાનો કીમિયો છે. કવિશ્રી લલિતજીએ પોતાના એક પદમાં એમ જ ગાયું છે કે એવો એક કીમિયો કોઈ બતાવો. તે ઉપાય અને કીમિયો તે કીમિયો તે પ્રભુમાં શ્રદ્ધા છે. શ્રીકૃષ્ણે પોતે આહ્વાન કરેલું છે કે :—

**॥ सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

પ્રભુ ખ્રિસ્તે પણ આવાહન કરેલું છે. "Come unto me all ye that are weary and heavy laden and I'll give you rest."

"તમે જે થાકેલા હો અને દુઃખથી દબાયેલા હો તેઓ મારી પાસે આવો અને હું તમોને વિશ્રામ આપીશ."

આવી રીતે જ્યારે તોફાન, વેદના, દુઃખથી ઘેરાઈ ગયેલાં

હોઇએ ત્યારે એક જ આધાર છે અને તે પ્રભુમાં શ્રદ્ધા છે. દુઃખને તાબે થવાને બદલે દુઃખને આપણા પોતાના અધીન રાખીએ તો આપણા આત્માને દુષ્કર થવાને બદલે કદાચ સુખરૂપ પણ થાય. શારીરિક તબિયત ખરાબ હોય, આસપાસની દુનિયા આપણી સામે હોય. સાધુ પૉલને આ સઘળો અનુભવ થયો હતો. જગત તેની સામે થયું હતું, તેને દુઃખ દીધું હતું અને કેદમાં પણ નાંખ્યો હતો. પણ પ્રભુ ખ્રિસ્તમાં તેને છોડવવાની ચાવી હતી.

પાણીનો ધોધ ભયંકર છે અને હજારો માઇલિનાં ખેતરો ઘરો અને વાડીઓનો તે નાશ કરી શકે. તે જ પ્રમાણે વીજળી અને આગ પણ ભયંકર છે. પણ આ બધી શક્તિઓને જો કાબૂમાં રાખી કામ લેવામાં આવે તો તેમની ભયંકરતા ચાલી જાય છે અને જનતાના સુખને માટે તે જ શક્તિઓ પાસેથી સેવા લઇ શકાય છે.

ચીનમાં એક વૃદ્ધ સ્ત્રી હતી, અતિશય કદરૂપી, કેડથી વળી ગયેલી અને શારીરિક દુઃખે પીડાતી. તેણે આ મુશ્કેલીઓ છતાં કેળવણી લીધી અને દુઃખ ઉપર જય મેળવી વર્ષો સુધી બાળકોને કેળવણી આપી તેમની સેવા કરી.

તે જ દેશમાં એક ભયંકર બળવો ફાટી નીકળ્યો હતો. એક મિશનરી, તેનાં પત્ની અને ત્રણ છોકરાંનાં ખૂન કરવામાં આવ્યાં. તેમનાં બીજાં ચાર છોકરાં તે વખતે બીજા દેશમાં હતાં. આવો દુઃખદ પ્રસંગ બન્યા પછી સ્વાભાવિક રીતે તેઓ પાછાં ચીનમાં ન આવે. પણ તેઓ આવ્યાં અને જીવન પર્યંત ચીનની સેવા કરી પોતા ઉપર જે દુઃખ પડયું હતું તેનો ઉપયોગ કર્યો.

ઉપર જણાવેલા બળવા વખતે બે બહેનો જે મિશનરી-

ઓનું કામ કરતી હતી તેમને મારી નાંખવામાં આવી. તેમની મા બીજા દેશમાં હતી પણ તે તરત જ ચીન ગઈ અને પોતાની ઉમ્મર છતાં ત્યાંની ભાષા શીખી અને તેણે પોતાની દીકરીઓની જગ્યા લઈ ચીનની જીવન પર્યંત સેવા કરી.

કાગાવા એ જાણીતો જાપાની સાધુ છે. તે લગભગ અંધ થયો હતો અને મહિનાઓ સુધી આંખોની વેદનાથી દુઃખી હતો. તેના નીચેના શબ્દો યાદ રાખવા લાયક છેઃ–

"Health is gone. Sight is gone; but as I lie forsaken in this dark room God still gives light At the centre of things there is a heart, on yonder side of darkness there is light."

"તબિયત લાસ થઈ ગઈ છે. આંખો ગઈ છે. પણ જ્યારે આ અંધારા ઓરડામાં ત્યજાયલો અને ભૂલાયલો હું પડી રહ્યો હોઉં છું ત્યારે પણ પ્રભુ તેજ આપે છે. વિશ્વના હૃદયમાં પ્રભુ છે. જીવનની પેલી પાર તેજ છે."

જગતમાં પ્રભુનું મોટું અર્થશાસ્ત્ર છે. લડાઇના વખતમાં બધા દેશોમાં ભૂખમરાનો બહુ ભય હતો અને જર્મની જેવા દેશમાં તો ભૂખમરો બહુ હતો. તે વેળા બધે ઠેકાણે કોઈ પણ ચીજ નકામી ન જાય તેને માટે સખત પગલાં લેવામાં આવતાં. બટાકાનાં છાલાં વગેરે કોઇથી ફેંકી ન દઈ શકાય અને તે દરરોજ દરેક ઘરથી ઉઘરાવી લેવામાં આવતાં. તેજ પ્રમાણે આ જગતમાં કોઇ પણ ચીજ ફેંકી દેવામાં આવતી નથી અને દુઃખના પણ પ્રભુએ ઉપયોગો શોધી કાઢ્યા છેઃ–

"Religion throws nothing away including frustration, pain and suffering."

"ધર્મ કોઇ ચીજ ફેંકી દેતો નથી. દુ:ખ, વેદના અને હતાશતા એ બધાંને સેવાકાર્યમાં જોડાવે છે."

પ્રભુ પોતાની જાદુગરીથી આપણા સૂર્યાસ્તોને સૂર્યોદયમાં ફેરવી નાંખે છે. સાધુ પૉલને ભયંકર શારીરિક દર્દ હતું પણ પ્રભુને ઠપકો આપવાને બદલે તેનો તે ઉપકાર માનતો.

આવાં દુ:ખો ને દર્દોથી આપણે પીડિત હોઇએ, સગાંવહાલાંનો વિયોગ એક પછી એક થતો હોય, અસહ્ય વેદના ભોગવતાં હોઇએ, ત્યારે આ વિશ્વરચના સામે બળવો કરવાની લાલચ થાય છે. એક કવિ લખે છે કે:–

We meet to part; yet asks my Sprite.
Part we to meet? Ah is it so?
Man's Fancy-made conscience knows,
Who made conscience nought can know."

જ્યારે આપણે આપણા પોતાના ઉપર જ દૃષ્ટિ નાંખ્ય કરીએ છીએ, ત્યારે વિશ્વમાં આપણું દુ:ખ એ સૌથી અગત્યની વસ્તુ છે એમ માન્યતા ઉત્પન્ન થાય છે.

દુ:ખ એ વિશ્વનો ક્રમ છે. જગતમાં અસંખ્ય દુ:ખી ભાઇબહેનો છે એ સઘળું આપણા દુ:ખમાં ભૂલી જવાય છે.

આધુનિક જમાનામાં જે જુદી જુદી સગવડો આપણે ભોગવીએ છીએ તેનાથી આત્મિક બળ ને શ્રદ્ધા નબળાં પડવાનો ભય રહે છે. દુ:ખ એ શરીર અને આત્માની કસોટી છે એ ભૂલી જઇ એ નિરર્થક છે એમ વિતંડાવાદ આવી જાય છે.

પ્રભુ ખ્રિસ્તને એમની મોટામાં મોટી કસોટી આવી ત્યારે

પહેલાં કહ્યું કે: "પ્રભુ આ બધું શા માટે ?" પણ પછી પોતે જ જવાબ આપ્યો: "તારી મરજી હોય તેમ થાઓ."

કૂવામાં આવતાં નિર્મળ ઝરણાં ઘણી વાર અટકી જાય છે અને કૂવાનાં પાણી ખરાબ થઈ જાય છે; કારણ કે જ્યાંથી પાણી આવે છે ત્યાં કચરો ભરાઇ જાય છે. આપણા આત્માની અંદર આવતાં પ્રભુનાં ઝરણાં આવી રીતે બેદરકારી અને અશ્રદ્ધાનો કચરો ભરાઇને ન અટકી જાય તેની સંભાળ રાતદિન લેવી ઘટે છે.

મુ. નરસિંહરાવભાઈ ઉપર એક પછી એક આફત આવી પડેલી છે અને એમનાં સ્નેહીજનો ચાલી ગયાં છે. પણ એમની સહનશીલતા અને પ્રભુમાં શ્રદ્ધા અડગ છે. એમની માંદગીના બિછાના આગળ આપણે જઈએ ત્યારે આપણે દિલગીર થઈએ, ગળગળા થઈએ, પણ એઓ તો એમની શાંતિ અને હસમુખો ચહેરો કાયમ જ રાખે અને આપણી સાથે બધા વિષયો ઉપર વાત કરે. જ્યારે એમને જોઉં છું ત્યારે લાલ સમુદ્રમાં ખડકરૂપી બેટ છે તેની ઉપરની દીવાદાંડી તથા તે બેટ યાદ આવે છે. દરિયાના તોફાનમાં અસલ બેટ વહાણવટીઓને તેમની મુસાફરીમાં પ્રકાશ આપે છે.

આ પ્રાર્થના પૂરી કર્યા અગાઉ પ્રભુ ખ્રિસ્તના બે બોલ અત્રે ટાંકીશ :—

"Peace I leave with you, my peace give I unto you; not as the world giveth, give I unto you. let not your heart be troubled, neither let it be afraid. These I have spoken unto you, that in me ye might have peace. In the world

ye shall have tribulation, but be of good cheer; I have overcome the world."*

---

* તમારે માટે હું શાંતિ મૂકું છું. મારી શાંતિ હું તમને આપું છું; દુનિયા આપે છે તેમ નહિ, (પણ) હું તે તમને આપું છું. તમારા હૃદયને કચરાવા દેશો નહિ, ને તેને બ્હીવા દેશો નહિ. મેં આ શબ્દો તમને કહ્યા છે તે એટલા માટે કે મારામાંથી તમને શાંતિ મળે. દુનિયામાં તમને દુ:ખ પડશે, પણ પરમ આનંદમાં રહેજો; મેં તો જગત જીત્યું છે.



સમુદ્રમાં બેટ હોય છે, અને અરણ્યમાં પણ બેટ હોય છે. મનુષ્યોની ભરવસતિમાં ઘણા બેટ હોય છે, અને તેમાં બાળક પણ એક બેટ સમાન છે. તેની આસપાસ મનુષ્યોનો મોટો સમુદ્ર ગર્જી રહ્યો છે, અને તેનાં મોજાંની છોળો તે બેટ ઉપર સતત પછડાય છે. આ સમુદ્રમાં તોફાન થાય છે અને ક્વચિત ભયંકર તોફાન પણ થાય છે. સ્ટીમરો ને વહાણો તોફાનમાં ડોલે છે અને ડૂબી પણ જાય છે. બાળકના બેટ ઉપરથી આ તોફાનો જોવાય છે અને તોફાની દરિયાનાં મોજાં તે બેટ ઉપર અથડાય છે અને કોઈક વાર તો એમ પણ લાગે કે તે નાના બેટને સમુદ્રમાં ધરતીકંપની માફક ડૂબાડી દેશે, જેમ સમુદ્રમાં બેટ ઉપર દીવાદાંડી મૂકેલી હોય છે તેમ મનુષ્યોના સમુદ્રમાં બાળકના બેટ ઉપર પણ કોઈકોઈ વખત દીવાદાંડી આસપાસ માઈલો સુધી પ્રકાશ આપે છે અને જતાં આવતાં વહાણોને ખડકની ચેતવણી આપે છે, જીવનમાં તોફાન તો સર્જનજૂનાં છે. વિધિનાં આપેલાં દુઃખ, આપણે પોતે ઉપજાવેલાં દુઃખો, વેર, ઝેર વગેરેથી તોફાન થાય છે અને સમુદ્રમાં આપણા વહાણુ એ તોફાનથી ડૂબી પણ જાય છે.

બાળકનું જગત અનેરું છે અને સમુદ્રમાં સીધા ખડક જેવા બેટ ઉભેલા હોય છે તેમ તેના બેટ પણ મનુષ્યના સમુદ્રમાં છે. સીધા ખડક

જેવા બેટ પાસેથી આપણી સ્ટીમર જતી હોય ત્યારે આપણે આતુરતાથી તેના તરફ જોઇએ છીએ કે તેના ઉપર કોઇ ગામડાં છે કે નહિ, કોઈ વસતિ છે કે નહિ, કોઈ કોઈ ઝાડપાન છે કે નહિ. બાયનોક્યુલર હોય તો તે કાઢીને પણ ઉતારૂઓ જુએ છે. કેટલાએક કિનારા ઉપર માણસને હરતાં ફરતાં જોવાય છે. નાનાંનાનાં ગામડાંમાં સંધ્યાકાળે રસ્તામાં ને ઘરમાં દીવા પ્રકાશતા જોવામાં આવે છે. તે દીવા ગૃહમંદિરમાં પ્રકાશ પાડતા હશે અને પ્રેમ ને સ્નેહની વાટિકા ઉજ્જ્વલ કરતા હશે અથવા તો અંદરની મલિનતા અને વેરઝેર ઉપર અજવાળું નાંખતા હશે. પણ કેટલાએક બેટ ઉપર તો કાંઈ જણાતું નથી. નથી વસતિ જણાતી, નથી ગામડાં જણાતાં, નથી લીલોતરી જણાતી. તે બેટ વિષે આપણે સ્ટીમરમાંથી કાંઇ જાણી શકતાં નથી, તેવી જ રીતે બાળકને, ઘણાં બાળકને માટે આપણે શું કહી શકીએ ? તેમનાં નાનાં મગજમાં શું વિચાર ઘૂમતા હશે, તેમનાં હૃદયમાં શી લાગણીઓ થતી હશે ? જગતને કઇ દૃષ્ટિથી જોતાં હશે ? એક શહેરની છબી તેની પાસે આવેલ પર્વત ઉપરથી લો કે હવામાં ઉડતાં એરોપ્લેનથી લો અને બન્ને છબીઓ વચ્ચે આસમાનજમીનનો ફેર લાગશે—બાળકના વિચાર જુદા, સ્વપ્નાં જુદાં, દૃષ્ટિબિંદુ જુદું. જગત તેમને ઓળખી શકતું નથી. બાળકોને માટે ઘણુંએ લખાવ્યું છે. તેમને રસ અને આનંદ પડે એવી વાર્તાઓ આપણે લખીએ છીએ કે લખવાનો પ્રયત્ન કરીએ છીએ પણ આ બધું કૃત્રિમ લાગે છે. આપણા વિચાર, આપણા શોખ, આપણા આનંદ એમના ઉપર નાંખીએ છીએ અને પછી કહીએ છીએ કે તે વિચાર, શોખ અને આનંદ બાળકના છે.

એકલા ઊભેલા બેટની માફક અટુલાં બાળક આસપાસ નજર નાંખે છે અને જુએ છે કે સમુદ્ર શાંત છે, સૂર્યનાં

કિરણોથી પ્રકાશિત થઈ મીઠું હસે છે. તેનાં જલ એટલાં નિર્મળ છે કે નીચેની સપાટી સુધી જોઈ શકો અને તેની અંદર રહેલી માછલીઓ વગેરેને પણ જોઈ શકો. આ દૃશ્ય જોઈ એમનાં હૃદયમાં પણ સૂર્યનાં કિરણો ચમકતાં હશે અને જીવનસમુદ્રનું હાસ્ય જોઇ હસતાં હશે? પણ વાદળ ચડી આવે, પવન જોરથી ફૂંકાય અને સમુદ્રનાં મોજાં ઊંચાં ઊછળવા માંડે, ત્યારે તે બાળહૃદયમાં તોફાનનાં મોજાં ઊછળતાં હશે?

મનુષ્યોએ અમુક કામને દોષિત ઠેરવેલ છે અને જે કોઈ તે કરે તેને દોષિત અને ગુનેગાર ઠેરવવામાં આવે છે. જો બાળક પણ તે ગુનો કરે તો તેને ગુનેગાર ગણવામાં આવે છે અને મોટી ઉમ્મરનાં સ્ત્રીપુરૂષો જેટલી સજા ન થાય અને કોર્ટદરબાર મારફતે સજા ન થાય પણ તેને સજા તો થવાની. જગતની અંદર નીતિ અને રીતભાતનાં ધોરણ એક સરખાં નથી. જુદા જુદા દેશોમાં ફેર હોય છે. તેજ પ્રમાણે બાળકનું શું ધોરણ હોય છે તેનો આપણે નથી વિચાર કરતા, પણ જે આપણું ધોરણ છે તે ન્યાયથી બાળકનાં કામ ઉપર ચુકાદો આપીએ છીએ અને તે પ્રમાણે સજા કરીએ છીએ. બાળકે તે કામ કર્યું તે વખતે તે ગુનો છે તેમ સમજેલ ન હોય અને તેનું દૃષ્ટિબિન્દુ તદન જુદું હોય. તે છતાં તેને સજા થાય, પિતાશ્રી ગુસ્સે થાય અને માર પણ આપે, માતાનું હૃદય ખિન્ન થાય અને એ ખિન્નતાથી બીજું કાંઈ ન સૂઝે ત્યારે પાછો માર આપે આ સર્વ બિનાથી બાળક વિહ્વળ બની જાય તેમાં શી નવાઈ? મનુષ્યનો જન્મ થાય ત્યારથી તે આસપાસના વાતાવરણ સાથે સામ્ય મેળવવાનો પ્રયત્ન કરે છે. પ્રકૃતિ સાથે સામ્ય મેળવવું, માની સાથે એક થવું, પિતા બહેનો ભાઈઓ નોકરો એ બધાં સાથે પરિચય કરી તેમની સાથે

અનુકૂળતા સાધવી એ બાળકનો પ્રથમ ધર્મ લાગે છે. આ સામ્ય મેળવવાના પ્રયત્નમાં અયોગ્ય શાસન થાય, ન સમજણ પડે તેવી વસ્તુસ્થિતિ ઊભી થાય ત્યારે બાળક શું વિચાર કરતું હશે ?

મધ્યાહ્નનો સમય હતો. સૂર્ય સખ્ત તપતો હતો. નિશાળમાં બપોરે રજા હતી. છોકરાંઓ રમતાં હતાં ને કૂદતાં હતાં. ત્યારે એક બાળક દરવાજા આગળ ઊભો હતો. તેના ચ્હેરા ઉપર ગમગીની છવાઈ ગઈ હતી અને એક બે આંસુ આંખોમાં લટકતાં હતાં. એક ફ્રેન્ચ નાટિકા જોઈ હતી. એક ભિખારી છોકરીને તેના બાપે નિર્દયતાથી મારી હતી અને ગાળ દીધી હતી. તેનું સ્વમાન કાદવમાં રગદોળાયું હતું. કરોળિયાની જાળમાં માખી આવી ગઈ અને બહાર નીકળાતું ન હોય ત્યારે જે ગભરામણ થતી હશે તેવી ગભરામણ તેને થતી હોય એમ લાગતું હતું. તે બાળકીએ રેલ્વેટ્રેનને ત્યાર પછી તરત જ ભયંકર અકસ્માતમાંથી બચાવી. આ બાળકની આંખો એ બાળકીની આંખોની યાદ આપતી હતી. તેના આત્માને તીવ્ર આઘાત થયો હોય એમ લાગતું હતું. આઘાત માત્ર મારથી જ થતો નથી, શબ્દોથી, આંખોથી પણ આઘાત અને તે પણ નિર્દય આઘાત થઇ શકે છે. આવાં જ બાળક અને તેની રડતી આંખો પ્રભુ ખ્રિસ્તે જોઈ હશે કે જ્યારે તેમણે કહ્યું કે આવાં કોઈ નિર્દોષત્વની પ્રતિમારૂપ બાળકને દુઃખ દેશે તેને બહુ દુઃખ થશે. પ્રભુ ખ્રિસ્ત બાળકની નિર્જનતા એકાન્તતા સમજી શકયા હતા અને તેથી જ તેમનું દયાળુ હૃદય બાળકો માટે દ્રવતું હતું.

ઈંગ્લાંડના એક કવિએ કહેલું છે કે બાળકો અમરભૂમિની પાસે હોઈ તેનાં તેજ પોતાની સાથે લઈને ફરે છે. તેમની

કલ્પનાસૃષ્ટિ વધારે ચોખ્ખી અને વધારે દિવ્ય હોય છે. પોતાની જાતને શિક્ષક કલ્પી ખાલી ખુરસીઓને, બારીઓને, હિંચકાના ગજીયાને શિષ્ય તરીકે કલ્પી શકે છે અને તેમને શિક્ષા આપી શકે છે. જે બાળકને વાત કરવાની ટેવ હોય છે તેની કલ્પના કયાં ને કયાં ઊડતી ફરે છે. જગત તેને જુદા સ્વરૂપમાં જ લાગે છે અને તેની મીઠી નાની વાતોમાં નિર્જીવ પદાર્થો જીવવાળા બને છે. ઝાડ અને ફૂલો પણ વાત કરી શકે છે. ડૉ. સર જગદીશચન્દ્ર બોઝે આખા વિશ્વમાં એક જ જ્વલંત જીવન જોયું તે સત્ય બાળકોએ તો પહેલેથી ગ્રહણ કરેલું જ છે. પણ આ જાતની શક્તિ મોટેરાંઓ પિછાણી શકતાં નથી અને તેથી બાળકને ઘણી વાર ઠપકો મળે છે. અને આ ઠપકાથી કલ્પના-શક્તિ ઘણી વાર ઊડી જાય છે અને પછી તમે બાળકને વાર્તા કરવાનું કહો તો તે નિસ્તેજ સ્મિત કરી ના પાડશે.

સમુદ્રમાં જે ખડક જેવા બેટ હોય છે તેની ઉપર જવું બહુ કઠણ કામ છે. તેની તીક્ષ્ણ ધાર આગળ સ્ટીમરો કે વહાણો ઊભાં રહી શકતાં નથી, કારણકે તે ધાર તેમને કાપી નાંખે. તે બેટ ઉપર જવાને માટે લાંબો ચકરાવો લઈને સ્ટીમરને જવું પડે છે જેથી તે બરાબર ઊભા રહી શકે અને લોકો ઊતરી શકે. તે જ પ્રમાણે બાળકના હૃદયમાં પહોંચવું તે સીધું કે સહેલું કામ નથી પણ લાંબો ચકરાવો લઇને જવું પડે છે. એક વખત ત્યાં પહોંચ્યા તો લીલી વાડીઓ, રમતાં ઝરણાં બધું દેખાશે; પણ ત્યાં પહોંચવાને માટે પ્રેમ, શાંતિ ને ધીરજ જોઈએ.

પ્રભુથી આવેલાં બાળક પ્રભુની સાન્નિધ્ય ભોગવે છે. જે સંગીત આપણે સાંભળી શકતા નથી તે સંગીત તેઓ સાંભળી શકે છે, જે સ્વર્ગીય નાદ અને શબ્દ તેઓને પહોંચે છે તે

આપણને મળી શકતાં નથી, જે સંજ્ઞા તેમને મળે છે તે આપણને મળતી નથી, રેલ્વે કે સ્ટીમરોની સિગ્નલો થાય છે તે જે જાણુ-કાર હોય તેજ ઓળખી શકે છે. આપણે તે ઓળખી શકતા નથી. તેજ પ્રમાણે દિવ્ય સંજ્ઞાઓ બાળકો ઓળખી શકે છે. તે દિવસે તે બાળકે જ્યારે નમન કર્યું, સુંદર ને ન ભૂલાય તેવું નમન, તેની વર્ષગાંઠ નિમિ-તે નમન–ત્યારે જગતને એમ ન હતું કે તે નમનમાં કાંઈ ખાસ અર્થ હતો. કૌટુમ્બિક જગતે માની લીધું કે જેમ સાધારણ નમન આપણે કરીએ છીએ એવું તે નમન હતું; પણ તે બાળકને સંજ્ઞા મળી ગયેલી હોવી જોઇએ અને તે નમન તો તેનું છેલ્લું જ નમન હતું. તેના જગતને છોડી જવા પહેલાં તેની સ્નેહાંજલિ હતી. પણ જીવન અને અનન્તતા વચ્ચે મીઠો ઝગડો નાનાંને શું કે મોટાંને, લાગવાનો જ. તે બાળકના હૃદયમાં–તેના આત્મામાં આ ઝગડો હતો અને તેની પ્રિય વસ્તુઓની વારંવાર યાદગીરી કરી, તેના ટુંકા જીવનની વર્ષગાંઠ, છેલ્લી છે એમ જણાયું અને દીવડો જેમ છેલ્લો પ્રકાશ આપે છે તેમ છેલ્લો પ્રકાશ આપી પ્રભુના તેજમાં વિલીન થઈ, બેટના અરણ્યમાંથી બહારની દુનિયા સાથે સંબંધ થયો ન થયો ને જીવન પૂરું થયું. આપણે બાળકને સમજી શકતા નથી, કારણ પ્રભુને સમજ્યા નથી. તે શાંત અનન્ત તેજને સમજીએ, તે સ્નેહી મીઠા સૂરને સાંભળીએ તો બાળકને પણ સમજીએ. જીવનસમુદ્રના તોફાનમાં એટલા રગદો-ળાયલા રહી છીએ કે બેટનાં એકાકી જીવન ભોગવતાં બાળકો સાથે પરિચય થઈ શકતો નથી. પરિચયને માટે ચાવી જોઈએ અને તે ચાવી તે પ્રભુ પ્રાર્થના છે.



નદીકિનારે મંદિર હતું. જગતનો કલરવ ત્યાં સંભળાતો
હોતો, પણ નદીમાં પાણી હોય ત્યારે તેનો નાદ ત્યાં સંભળાતો
તો. કેટલીક વાર ધીમોમીઠો, કેટલીક વાર જોરમાં તોફાની તે
ાદ ચોમાસામાં શિયાળામાં અહોરાત્ર ચાલ્યા કરતો હતો. ઉના-
ામાં પાણી બંધ થઈ જતાં અને આખો નદીપટ અરણ્યની નદી
ાય તેમ લાગતો હતો. મંદિરમાં રહેતા પૂજારી–આત્માને તે નાદ
ણી વાર એકલો જ સાથી હતો. મંદિર વેરાન ને ઉજ્જડ
જગ્યાએ હતું, અને તેનો કેટલોએક ભાગ સૈકાઓના બોજાથી
ર્ણ થઈ તૂટવા માંડયો હતો. લોકની ત્યાં આવજા ન હતી અને
ર્ષમાં એક વખત યાત્રાનો દિવસ ગણાતો ત્યારે જ સેંકડો લોકો
ર્શન કરવા આવતાં અને સંધ્યાકાળની લગભગ તો સૌ કોઈ
ોતપોતાને સ્થાને પાછાં ચાલ્યાં જતાં હતાં. નદીનો કલરવ તે
આત્માને સંગીતની ગરજ સારતો હતો અને ભૂતકાળમાંથી મીઠાં
શ્ય તેની આગળ લાવતો હતો. જીવનનાં પ્રભાત, બપોર અને
ંધ્યાકાળ જુદે જુદે વખતે તે આત્મા આગળ ખડાં થતાં હતાં
અને ચોમાસામાં જ્યારે તે પ્રવાહ ધોધ બની સમુદ્ર તરફ ધસતો
હતો, ત્યારે જીવનનાં ભૂતકાળનાં તોફાન યાદ આવતાં હતાં. નદીને
પેલે પારથી ખેડુતોનાં ગીતના લલકાર ક્વચિત સંભળાતા હતા,

તથા કોશ ખેંચવાનો ક્ચુડ ક્ચુડ અવાજ પણ આવતો હ
પ્રભાતના વખતે પક્ષીઓનો કિલકિલાટ, મધ્યાહ્નને વખતે–તેમાં પ
ઉનાળામાં,–કોયલનો ટહૂકાર અને સંધ્યા સમયે પોતપોત
માળા શોધતાં કે આરામ લેવાનું સ્થાન શોધતાં પક્ષીઓનો કિ
કિલાટ અને મોરના ટહૂકા સંભળાતા હતા.

યાત્રાનો દિવસ હતો. પ્રભાતથી તે આત્માને કાંઈક ગ્લ
અને હર્ષથી મિશ્રિત લાગણી થઈ, કે જે જગત મૂકીને પે
આવેલ છે તે જગતની સાથે વર્ષના એક દિવસે જે સંબંધ શ
છે તે સંબંધ આજે થશે. જે જે વાહન મળી શકે તે લઈને
ચાલતાં યાત્રાળુઓ આવતાં હતાં. મંદિરની આસપાસ થોડે
સુધી ગાડાંઓ છૂટેલાં હતાં અને સૌ રસોઈપાણી કરવા મ
પડ્યાં હતાં. મંદિરની નોબત વર્ષ દિવસે વાગવા માંડી હતી ચ
ઘંટનો ગૂંજારવ પણ સભામંડપને ઘેરતો હતો. તે આત્મા દેવ
પ્રતિમા પાસે બેસી યાત્રાળુઓને નિહાળતો હતો. યાત્રાળુએ
આંખો તે જોતો હતો કારણ કે આત્માની તો તે બારીઓ દે

ઝાંખી નિસ્તેજ આંખો દેવ તરફ જોતી હતી. તેની ન
ઠરતી ન હતી; દેવ તરફ નજર, પણ આંખો તે પ્રતિમા ન
શકતી ન હતી. જમાનાનો બોજો આંખોને ભારથી દાબતો હ
તે આંખોની બારીમાંથી કાંઈ જોઈ શકાતું ન હતું કારણ
અંદર ખંડિયેર રહ્યું હતું આસપાસની દીવાલ ને આંખોની બા
તે સિવાય બધું પડી ગયું હતું. કોઈ પણ ઠેકાણે જવું ન જ
કે કોઈ દૃશ્યો જોવાં ન જોવાં તે તે આંખોને સરખું જ
શરીર ચાલે તે પ્રથા તરીકે–અંતર ઇચ્છાથી નહિ.

તે આંખો ગઇ. લોકનો સમૂહ વધતો જતો હતો એ
આંખો જોવાય ન જોવાય ને અદૃશ્ય થતી. કેટલીક આંખો અ

ચકોર હતી, યુવાન હતી; પણ તેમાં વિચિત્ર તટસ્થતા જણાતી હતી. હેતુથી તે પ્રેરાઇ ન હતી, પ્રતિમા તરફ તેને આકર્ષણ ન હતું પણ દેવદર્શને જવું એ રૂઢિ છે જાણી આ યાત્રા અને મંદિરની મુલાકાત ! તે આંખોની બારીમાંથી જણાતું હતું કે મકાનમાં સ્વચ્છતા ન હતી, સુઘડતા ન હતી, બધી ચીજો અસ્તવ્યસ્ત પડેલી હતી. આવી આંખો ઘણી જોવામાં આવતી–પુરૂષો અને સ્ત્રીઓની.

વળી એક જોડ આંખો જણાઇ. એ આંખોમાં વ્યગ્રતા હતી. દેવ સામે આંખો મંડાય ન મંડાય ને બીજી ચીજો તરફ ફરતી. કોઇ ચીજ તરફ એકીટસે રહી શકતી નહિ. તે બારીમાંથી કેટલોક વખત કાંઈ દેખાયું જ નહિ, કારણ કે બારીઓ બંધ હતી; એટલે બારી દેખાય પણ અંદરનું ઘર દેખાય જ નહિ. પણ સહેજ બારી ઊઘડી ગઈ અને ઘર વંટોળિયાથી પડી ગયું હોય એમ લાગ્યું; કે આગથી બળ્યું હશે ? ક્ષણેક પ્રતિમા તરફ આંખો ઠરી અને સહેજ ચેતન આવ્યું હોય એમ જણાયું. એક બે આંસુ ટપકયાં. પણ પાછી તે ક્ષણ ગઇ, ને ચેતન ગયું; એક હાસ્ય સંભળાયું અને પાછો તેજ અંધકાર, તેજ વ્યગ્રતા......!

ઘંટનો અવાજ બહુ થતો હતો. દરેક યાત્રાળુને તે જેટલો જોરથી વાગે તેટલો વગાડવાની ઇચ્છા હતી. લોક હલમલી રહ્યું હતું. આંખો ઠરી શકતી ન હતી. કારણ કે દેવ ઉપર ઠરે એટલામાં તો પાછળથી ધસારો આવતો. એટલામાં એક જોડી જણાઇ. કાળી ચૌદશની રાતે મેલી વિદ્યાના ઉપાસકો—સ્મશાનમાં ઉપાસના વખતે તેમને ભયંકર મેલી શક્તિઓ સાથે લડવું પડે છે—તે આંખોમાં જાણે આ પ્રકારની શક્તિઓ હોય એમ લાગતું હતું. તે આંખરૂપી બારીમાંથી જોયું તો અંદર ઘર નહિ પણ

લશ્કરી સરંજામનું મંડન હતું. તે બ્હેનના આત્માએ તો જાણે આખા જગત્ સામે યુદ્ધનાં મંડાણ કર્યાં હતાં. દેવની પાસે તે આંખો શું માંગે? તે આંખોમાં યાચના ન હતી, બંડ હતું, તે છતાં દેવની પ્રતિમાનું બરાબર નિરીક્ષણ કર્યું, જાણે તે પ્રતિમાને જગત્‌નો પ્રશ્ન ઉકેલવાનું કહેતી હોય! પણ એક ક્ષણ આવી, જ્યારે તે આંખોને ભૂતકાળ યાદ આવતો હોય એમ લાગ્યું અને તે યાદથી એ ભીની થઈ. પણ તે ક્ષણ ગઈ અને તોપના મોરચા પુનઃ ગોઠવાયા હોય તેવું રૂદ્ર સ્વરૂપ આંખોએ ધારણ કરી લીધું.

બીજી જોડ જણાઈ તેમાં યુદ્ધ નહોતું પણ દુઃખ હતું. તે આંખોએ શ્રાવણ ભાદરવો બહુ જોએલ હશે. વસંત ઋતુ તો ત્યાં થઈ ન થઈ ને ચોમાસું બેઠું હશે? તે બારીમાંથી જોયું તો ઘર નહોતું પણ ગુફાઓ હતી અને તે ગુફામાં ઉંડાં પાણીનાં કોતરો હતાં. દુઃખથી તે ભરેલાં હતાં, કાળાં, તેજ વગરનાં, આશાશૂન્ય! તે આંખો ઉપર કાળું લુગડું આવી રહેલું હતું અને અંદરનાં દુઃખનું તે બહારથી સૂચક હતું. દેવને તે આંખો જોઈ રહી. યાચનાથી ને પ્રાર્થનાથી જગતે દુઃખ દીધું હતું, દેવે દુઃખ દીધું હતું પણ તે આંખોમાં બંડ નહોતું. તે આંખોમાં સહિષ્ણુતા હતી. તે દેવને જોઇને પોતાના એક વખતના માની લીધેલા દેવ તેને યાદ આવતા હતા.

લોકો બહાર કોઈ માટે ખાસ જગ્યા કરતા હોય એમ લાગ્યું. આંખોની જોડ જણાઈ. આકાશમાં પાંચેમ છઠનો ચંદ્રમા પ્રકાશતો હોય અને તારાઓનાં વૃંદ પોતાનો ધીમો પ્રકાશ આપતાં હોય તેવો પ્રકાશ તે આંખોમાં હતો. પ્રેમ અને સ્નેહ ત્યાં ઉભરાતાં હતાં. તે બારીમાંથી જોઈએ તો એ ગૃહ પ્રેમમંદિર હોય એમ જ લાગતું હતુ. સુંદર, મજબૂત પાયા ઉપર રચાયેલું, સંસ્કારી અને સુવ્યવસ્થિત ગોઠવણવાળું

આંખે પ્રકાશથી ભરપૂર તે સુખ હતું. તે આંખોએ પ્રેમ પાસે યાચના કરવાની નહોતી, પણ કેવળ આપેલ સુખ અને પ્રેમ માટે આભાર પ્રદર્શિત કરવાનો હતો. ક્ષયથી પીડાતાં ભિખારીઓને કમળાંની દાક્તરી ભિક્ષા એક જાતનો પ્રકાશ આપે છે; તેજ પ્રમાણે આંખોના પ્રકાશથી કેટલાં બહેનો અને ભાઈઓ ને બાળકો પોતાનાં દુઃખમાંથી મુક્ત થયાં હશે!

વળી બીજી જોડ. શાંત તેજવાળી તે આંખોએ બહુ ગતિ જોઈ ન હતી. નીચી વળેલી તે આંખો ક્વચિત્ જ ઉપર જોતી. પવિત્રતાનાં ઝરણાં તે આંખોમાં સતત વહેતાં હતાં. દેવની સામે જુએ કે હૃદયદેવની સામે જુએ ત્યારે જ તે આંખો ઊંચી થતી અને ઉનાળાના આકાશમાં આછી વીજળી ચમકે તેમ ચમકતી. ગાયની આંખોની માફક તેમાંથી ગરીબાઈ નીતરતી હતી. દેવને અને જગતને જાણે તે કહેતી કે મને બચાવી લેજો.

વસંતઋતુના પ્રભાતની ફોરમ આવી. આંખોમાં ચમક હતી, હાસ્ય હતું. બીજે ઠેકાણે ઋતુઓ બદલાય છે પણ તે આંખોમાં તો હમેશની વસંત હતી. આખું જગત તેનું મિત્ર હતું. દેવ તેના મિત્ર હતા, તેના હૃદયદેવ પણ તેના મિત્ર હતા.

આટલાં યાત્રાળુઓના ટોળામાં પણ નાની આંખો જણાતી હતી. નાની બાળકીની આંખો હતી. પ્રભાતના સૂર્યનો પ્રકાશ નાની સુંદર તળાવડી ઉપર પડતો હતો અને તે તળાવડીમાંથી કોમળ કિરણો બહાર પ્રસરતાં હતાં. તે ઉલ્લાસ, તે ભાલતેજ તે આંખોમાં હતું. તે આંખોને દેવ શું અને માનવ શું? દેવની આસપાસ સુગંધિ છે, શાંતિ છે, તેવી જ શાંતિ તેના સ્નેહીઓમાં હશે. દેવ પણ એક સ્નેહી હશે અને તેથી જ તે હસતી રમતી આંખો દેવ સમક્ષ જરા ઢળી.

એમ આંખો, આંખો ને આંખો તે પૂજારી આત્મા જોઈ રહ્યો. તે બારીઓમાં ઘણાં ગૃહ જોયાં, સુશોભિત વાડી જોઈ, સુંદર ઝરણાં જોયાં, શાંત સમુદ્રની મિઠાશ જોઈ, ઘૂઘવતા તોફાની સમુદ્ર જોયા, બળતી આગ જોઈ અને શાંત ઘીના દીવડા પણ જોયા. સન્ધ્યાકાળ થયો. યાત્રાળુઓ સઘળાં જવા લાગ્યાં અને તે આત્મા જગત્ સામે પુનઃ આટલો પરિચય અનુભવી પાછો પોતાના એકાન્તમાં, અરણ્યમાં પોતાનાં સ્વપ્નાં, નદીનો કલરવ અને પોતાના પ્રભુ સાથે એકલો રહ્યો.

●

મોટા શહેરમાં ભરવસ્તીમાં ઘર હતું. ઘર ભરવસ્તીમાં હોય કે જંગલમાં પર્ણકુટી હોય કે અરણ્યમાં ઝુંપડી હોય, પણ આત્માને તો જગતના પ્રવાસમાં સર્વત્ર અરણ્ય જ લાગે છે. પોતાના અનુભવો પોતાને જ ભોગવવાના છે. કવિઓ કહી ગયા છે કે આત્માનો શરીર સાથે સંબંધ તૂટયા પછી પોતાની મુસાફરી એકલા જ કરવાની છે. ખરું જોતાં આત્માનો શરીર સાથે સંબંધ થાય ત્યારથી જ મુસાફરી એકલી કરવાની છે. એમ લાગતું હોય કે બચપણમાં માતાપિતા આંગળીએ વળગાડીને રસ્તાની મજલ કપાવે છે, પણ તે આંગળી શરીર પૂરતી જ છે. આત્માનું એકાકીપણું જતું નથી. તેની એકાંતતા કેટલીક વખત અઘોર અને ભયંકર લાગે છે. જન્મ પહેલાંની અનંતતા–મૃત્યુ પછીની અનંતતા–આ બે અનંતતા વચ્ચે એક ક્ષણ માટે લટકતો આત્મા! ભાઈબ્હેનો, મિત્રવૃંદ, પત્ની કે પતિ આ બધાથી વિંટળાયલા છતાં આત્માને તો એકલા જ પ્રયાણ કરવાનું છે. જેમ તે બધાને પણ પોતપોતાને રસ્તે એકલા જ જવાનું છે.

જેમ સ્થૂલ શરીર માટે રસ્તાઓ છે, રસ્તાના ઉપર ચેતવણીની જુદી જુદી નિશાનીઓ છે, લાલ ફાનસ છે, પુલો છે તેમજ આત્માના રસ્તાઓ છે અને તેમની ઉપર બધી ચેતવણીઓ

છે. આત્માના રસ્તાઓ તો કદાચ વધારે ભેદભાવવાળા છે. ઉપર ચાલવાને વધારે સૂક્ષ્મ નિરીક્ષણની જરૂર છે–જગત્ રસ્તાઓ ઉપર નિશાનીઓ હોય છે–"અંધેરી તરફ" "વાંદરા તરફ વિગેરે. આત્માના રસ્તાઓમાં આવી સ્થૂલ ચોકખી નિશાનીઓ જડત નથી. છ સાત વર્ષનું બાળક ઘરમાં એકલું હોય, કબાટમાં ખાવા હોય. માની રજા લેવી કે કબાટ ઉઘાડી ખાવાનું ખાઈ લેવું નિશાળે જતાં કાંઈ ખેલ થતો હોય તો ખેલ જોવા ઉભા રહેવું સીધા નિશાળે જવું ? બારી શીંગવાળો બારણે પુકાર કરી રહ ત્યારે પિતાજીના કોટના ગજવામાંથી બે પૈસા લેવા કે શીંગવાળા જવા દેવો ? પાંચ ઇંદ્રિયોથી ઊપજતું જ્ઞાન બાળક મેળવતું જા છે–તેવું બધું જ્ઞાન લેવું કે ન લેવું ? બાળકમગજમાં જગત્ માટે નવા વિચારો આવતા જાય છે. મનુષ્યોનાં શરીર મા જનાવરો માટે, વનસ્પતિ માટે વિચારો આવે છે અને વિચારોમ સવાલનાં ચિહ્નો મુકાય છે. આ વિચારોને વાડ રાખવી નહિ ? અને વાડ રાખવી તો કયાં સુધી ?

નદી ઉપર દીવડાઓની હારમાળા ચાલતી હોય છે તે સુંદર દેખાવથી હૃદયમાં આકર્ષણ થાય છે. તેવા જ બીજ સુંદર દેખાવથી હૃદય આકર્ષાતું હોય છતાં તેને મા આહ્લાદવું એ કેમ પ્રતિબંધિત છે ? બાળકની ઉંમ વધતી જાય છે તેમ તે આત્માને માટે રસ્તાઓ વધારે ગંભી અને કેટલીક વાર ભયંકર થતા જાય છે. આંગળીએ વળગાડી માબાપ જ્યારે ખોડંગતાં પગલાંને અડચણોમાંથી લઈ જાય ત્યારે–કહેવામાં આવે છે કે–માબાપ પોતાનાં બાળકોને વર્ષોન મહેનત પછી બોલતાં ને ચાલતાં શીખવે છે અને તેથ બાળકોએ પોતાનો ઉપકાર દાખવવો જોઇએ. પણ આત્માન રસ્તાઓ ઉપર તો મૂળ આવી રીતે આંગળીએ વળગાડવાન

જરૂર છે, પણ ત્યાં કોઈ દોરતું નથી અને દોરે છે તો પરિણામ સંતોષકારક આવતું નથી. માબાપનો સામાન્ય બોધ મળે છે કે પોતાનું ચારિત્ર્ય સારું રાખવું તેમજ ધર્મસ્થાપકો, ફિલસૂફો ને કેટલીક વખત કવિઓ લખે છે કે જીવનની ખીલવણી સારા ચારિત્ર્ય ઉપર આધાર રાખે છે. પણ સારું ચારિત્ર્ય શું એની વિગતો ગણિતશાસ્ત્રની માફક ચોકૂખી રીતે લખેલ નથી. પ્રભુ ખ્રિસ્તે પોતાના દશ આદેશો કહેલા છે, જેમાંના કોઇપણ આદેશનો ભંગ કરવામાં આવે તો તે પાપ કહેવામાં આવે છે. પણ પ્રભુ, તમે પોતે તમારા અઢળક પ્રેમથી અને દયાથી જોયું છે અને કબૂલ્યું છે કે દશ આદેશોને પાળવા કે પળાવવા એ કાંઇ સાદી વાત નથી. જ્યારે પૈસાદાર યુવકે કહ્યું કે એણે તો બધા આદેશો પાળેલા હતા ત્યારે આપે કહ્યું કે એ પૂરતું નથી અને એની ઉપર એક વધારે કસોટી મૂકી કે તારી પાસે જે હોય તે વેચી નાખ. તારા ખભા ઉપર ક્રુસ લે અને મારી પાછળ આવ. એક બ્હેનને જ્યારે ગામના લોકોએ તમારી પાસે આણી અને તેનાં પાપ માટે પત્થરથી મારી નાખવાની રજા માગી ત્યારે આપે કહ્યું કે તમારામાંથી જે પાપ વગરનો હોય તે પહેલો પત્થર ફેંકે. તે ટોળામાંથી કોઈ ઊભું રહ્યું નહિ અને સર્વ કોઇ ચાલ્યાં ગયાં.

પાપ અને પુણ્યની વ્યાખ્યા સમજાવાતી નથી અને તેથી જ ભક્તજનોએ તારા અનહદ પ્રેમ અને તારી દયા ઉપર બધી વાત છોડી છે. પેલાં ભરવસ્તીવાળાં શહેરમાં તે ઘરમાં રહેતો આત્મા ઉલ્લાસવાળો હતો, આશાવાળો હતો, કવિઓની છબીઓમાં પ્રભુને જોયા હતા, સુંદરતા અને લાવણ્યમય શહેરોમાં દેવનાં ગીતો સાંભળ્યાં હતાં, પણ પાપનો પડછાયો બીજા ઉપર તેમ

તેની ઉપર પડચો હતો. જો મનુષ્યમાત્ર જન્મથી જ પાપથી અંકિત હોય તો તે પડછાયામાંથી ખસાતું નથી. કેટલાંક પ્રાણીઓને ધૂળમાં કે કાદવમાં રગદોળાવાની ઇચ્છા થાય છે અને તેમ ન રગદોળાય તો શાંતિ મળતી નથી, સ્વાસ્થ્ય પ્રાપ્ત થતું નથી. તે આત્મા પણ ધૂળમાં ને કાદવમાં રગદોળાતો અને પછી તે કાદવ ધોવાને પ્રાયશ્ચિત રૂપે પ્રાર્થના કરતો અને પશ્ચાતાપના કોરડા શરીર ઉપર મારતો.

પણ પાપ કાદવમાં અને ધૂળમાં જ રહેતુ નથી. ઘણી વખત પુણ્ય ધૂળમાં ને કાદવમાં જડે છે અને પાપ તારાની રજકણમાં માલૂમ પડે છે. એક મઠનો એક વડો સાધુ હતોઃ વર્ષો સુધી તે ધાર્મિક સખ્તાઈ, ભક્તિ અને પવિત્રતા માટે જાણીતો હતો. એક વખત તેની પાસે ફરિયાદ આવી કે એક યુવાન સાધુએ મઠના દરવાજા ઉપર રાખેલાં વટેમાર્ગુગૃહમાં એક નટીની સામે સ્મિત કર્યું હતું. તે ફરિયાદ લાવનાર પણ વૃદ્ધ સાધુ હતો અને વડા સાધુની તેના ઉપર મહેરબાની હતી, વડા સાધુએ તેને કહ્યુંઃ "ભાઈ, તને ખબર છે કે વીસ વર્ષ ઉપર હું જ્યારે આ મઠમાં આવ્યો ત્યાર પહેલાં હું નટીની સાથે પ્રેમમાં પડેલો હતો અને લગ્ન કર્યાં હતાં? તે પત્ની પ્રસૂતિ વખતે ગુજરી ગઇ અને મારા બાળકને લઇને જગતને છોડીને આ મઠમાં આવ્યો. જે બાળકે ગઈ કાલે નટીની સામું સ્મિત કર્યું તે જ મારો પુત્ર. આ વીસ વર્ષમાં એવી કોઈ પ્રાર્થના નહિ હોય જ્યારે મારી પ્રિયતમાની છબી ક્રુસ આગળ આવીને ઊભી રહી નહિ હોય." તેના સાથી ને વૃદ્ધ સાધુએ પણ કબૂલ કર્યું કે એનો પહેલાંનો અનુભવ પણ તેવો જ હતો. વર્ષોની ભક્તિ ને સાધુતા પાપ આગળ ઘાસની ગંજીની માફક સળગી જાય છે અને રહે છે બળતું હૃદય અને ધગધગતા અંગારા!

એક રાજાને શાપ હતો કે એને સર્પદંશ થશે. દીવાલો બાંધી. ચોકીદારો રાખ્યા. પણ છેવટે લગ્ન વખતે ચૉરીના માટલા ઉપર ચીતરેલ સર્પે દંશ દીધો. કવિ કલાપીએ લખ્યું હતું કે સો દીવાલો બાંધશો તો પણ તમે મને રોકી શકશો નહિ. આત્માનાં પ્રયાણને રોકી શકશો નહિ તેમજ પાપનાં આવાગમનને રોકાશે નહિ. જો આત્માનાં પ્રયાણને રોકી શકાતાં હોત તો રાજાઓ અને લક્ષાધિપતિઓનાં મૃત્યુ થાત નહિ. જો પાપનાં આવાગમન રોકી શકાતાં હોત તો જગત્‌માં સતત જ્વાળામુખી જેવો લાલ ધૂમ પ્રસરત નહિ. જેની આંખમાં જગત્ માટે ઊંડી દયા અને પ્રેમ અખંડ જ્યોતની માફક પ્રકાશ આપે છે, જે પોતાનું શરીર વરૂને તેની ભૂખ ટાળવા માટે આપવાને તૈયાર થાય તેવા પ્રાતઃસ્મરણીય પુરુષને પણ પાપનો પડછાયો પડયા વગર રહેતો નથી. ખ્રિસ્તી સાધુઓ મઠમાં કોથળાનાં પહેરણ પહેરતાં અને લોહી નીકળે ત્યાં સુધી શરીર ઉપર ચાબૂક મારતા. હિંદુ સાધુઓ વર્ષોના તપ આદરતા, ખીલાની શય્યા ઉપર સૂતા અને અનેક કષ્ટ સહન કરતા. હિંદુ વિધવા બ્હેનો તે સાધુઓની માફક જ પોતાથી મૂકાયલાં કે જનતાથી મૂકાયલાં દુઃખો સહન કરતી. પણ પાપ તે બધી દીવાલો ઓળંગી તે બધાના ઉપર પોતાનો પડછાયો નાખતું. જેને દેવી તરીકે પૂજતા હોઇએ, જેની આંખોમાંથી અપૂર્વ સુંદરતા ને પ્રભુતા દ્રવતાં હોય, જેને માટે પુરાતન કાળમાં બે પ્રજાઓ વચ્ચે મહાયુદ્ધ થતાં હતાં, તેવી પ્રતિમાઓને પણ પડછાયો અડકી જાય છે.

પાપને કેટલાએક વિકરાળ સ્વરૂપમાં કલ્પે છે. ઘણીવાર તો તે સુંદર સ્વરૂપમાં આવે છે. ગ્રીક લોકોએ એક બેટ કલ્પ્યો હતો, જેના ઉપર અખંડ ગીત ગાતી અને વાજીંત્ર વગાડતી સુંદરીઓ હતી. સુંદર ઝાડોની ઘટાવાળા રસ્તા ઉપર ગાડી જતી હોય ત્યાં

ચેતવણીનું પાટિયું જોવામાં આવે: "આગળ જશો નહિ. જોખમ છે." ગાડીને પાછી વાળીએ છીએ. આત્માના રસ્તાઓ ઉપર એવી ચોખ્ખી ચેતવણીઓ ક્વચિત જ જોવામાં આવે છે. સુશોભિત લાગતા રસ્તાઓ ઉપર ચાલ્યા જઇએ છીએ અને અકસ્માત નડે છે. જીવન ભ્રષ્ટ થાય છે, ખીણમાં પડીએ છીએ અને જીવનમાં રેડાયલાં ઝેરને કાઢવામાં બાકીનો કાળ ગુમાવીએ છીએ. પ્રભુ! જો પાપનાં પ્રાયશ્ચિત આપવાં હોય તો પાપની ચેતવણીઓ આપો. જગત્‌માં સુંદરતા મૂકેલી છે તો બતાવો કે કઈ સુંદરતા ઝેરી છે અને કઈ સુંદરતા જીવન આપનારી છે. દરિયાકિનારે એક સુંદર ફળ થાય છે, જે દેખાવમાં બહુ સુંદર પણ બહુ ઝેરી છે. એ ફળ અને બીજી વનસ્પતિઓથી જેમ સ્વાભાવિક રીતે મનુષ્ય જાતિ બીએ છે, તેમ પાપની જાત બતાવો જેથી ત્યાં રસ્તો તૂટેલો છે એમ જાણી ત્યાંથી દૂર રહીએ.

સમુદ્ર શાંત છે અને તેના ઉપર ચંદ્રમાનો પ્રકાશ પડે છે. તે આત્મા તે શાંત સમુદ્રમાં તરે છે, ચઢતી ભરતી છે. મોજાંની સાથે તે આત્મા રમે છે. એવામાં તોફાન શરૂ થાય છે અને અંદરનો પ્રવાહ એને ખેંચે છે. જે ઠેકાણે પાપ ન હતું તે ઠેકાણે પાપ દેખાય છે અને આત્માને વમળની માફક અંદર ને અંદર ખેંચે છે. જરા આઘે, જરા દૂર, દીવાદાંડીનો પ્રકાશ જણાય છે. તોફાનનાં વાદળાંથી ચંદ્રમાનું તેજ બંધ થયું છે, પણ તોફાનમાંથી શાંતિ દેખાડતો દીવાદાંડીનો પ્રકાશ તે આત્માને દોરે છે. પાપનાં તોફાનમાં આવી ગયા હોઇએ, તેનાથી જીવન નષ્ટ થતું હોય તે વખતે તે અખંડ જ્યોત આત્માને તેજ આપ્યા કરે છે અને મોજાંમાંથી, ખડકમાંથી ને વમળમાંથી શાંતિને કિનારે પહોંચાડે છે.



જગતના ઇતિહાસમાં બહુ નાની ચીજોથી મોટા ફેરફાર થયેલા છે અને થાય છે. મહાન વિજ્ઞાનશાસ્ત્રી ન્યુટનના ઉપર સફરજન પડયું, ત્યારે કોઇને પણ ખબર નહિ હોય કે એને પરિણામે કેવી મોટી શોધ થશે! સર્વિયાના એક ગામના બજારમાં એક બંદૂકની ગોળી છૂટે અને તેના પરિણામે કરોડો મનુષ્યો નાશ પામે અને જગત આખાનો નકશો ફરી જાય એમ કોણ સ્વપ્ને પણ ધારી શકે ?

આ દેશમાં પગના પહેરવેશ તરીકે ચંપલ છેલ્લા દાયકા, બે દાયકાથી જ આવેલ છે. દક્ષિણી જોડા, સ્લીપર, જુદી જુદી જાતનાં બૂટ અને શુઝ, ઊંચી એડીનાં બૂટ વગેરે સ્ત્રીઓ અને પુરૂષોના પગના રક્ષણ તરીકે કે શોભા તરીકે વાપરવામાં આવતા. થોડાં વર્ષો ઉપર એવો પણ જમાનો હતો, જ્યારે સ્લીપર પહેરવાના ગુના માટે એક સ્ત્રીને અને તેના કુટુંબીજનોને ન્યાત બહાર રહેવું પડયું હતું. એ જમાનો ગયો અને મોજાં અને ઊંચી એડીનો જમાનો આવ્યો. અમુક અંશે મહાત્માજીના પુણ્યપ્રતાપે અને અમુક અંશે પશ્ચિમમાં નવો પવન ફૂંકાયો એને લીધે એ જમાનો પણ ગયો, અને કોઈ એક ક્ષુદ્ર પ્રસંગને લઈને કે અકસ્માતને લઈને હવે ચંપલનું રાજ્ય થયું છે. પુરુષોમાં હજી

અનેક પ્રકારના જોડા વપરાય છે, પણ સ્ત્રીઓમાં ચંપલનું પ્રાધાન્ય છે.

મોટાં શહેરોમાં પૂરતી જગ્યાના અભાવે, જમીનથી નીચે પણ ઑફિસો કરવી પડે છે. યુરોપમાં કેટલેક ઠેકાણે તો રહેવાનાં મકાનો પણ એવી રીતે યોજવામાં આવે છે. આવી જ એક ઑફિસમાં હું કામ કરતો હતો. હવા આવવા માટે જાળિયાં મૂકવામાં આવ્યાં હતાં, જેમાંથી ઉપર આવેલ ધોરી માર્ગ ઉપર જતાં આવતાં મનુષ્યોના પગ જણાતા હતા. મારા ઉપર કામનો બોજો ઘણો હતો, છતાં પણ કોઈ કોઈ વેળા હું માથું ઊંચું કરતો તો પગની પરંપરા ચાલી જતી હતી તે નજરે પડતી. જનતાના અગાધ સમુદ્રમાં તેઓ ક્યાં? હું ક્યાં? ક્યા સંબંધથી અમે સર્વ જોડાયલાં?

ચંપલની એક મજબૂત અને જાડી જોડી હું રોજ જોતો. જ્યારે તે ચંપલ જતાં, ત્યારે તેનો પહેરનાર ઘણો મોટો બોજો લઈ જતો હશે એમ લાગતું હતું; કારણ કે ચંપલ તેના ભાર નીચે દબાઈ જતાં અને ઘસડાતાં ઘસડાતાં જતાં એમ લાગતું. પહેરનાર ભારે બોજા ઊંચકનાર કોઈ ઘાટી હશે જેનો આખો દિવસ શરીરને આ કસોટીમાંથી પસાર કરવામાં જ જતો હશે. "ખરા પરસેવાના પૈસા છે" એ કહેતી બોલવાની આપણને સર્વને ટેવ પડી ગયેલી છે. પણ તેમાં રહેલું સત્ય અક્ષરશઃ તો આવા મજૂરોને જ લાગુ પડે છે. શરીરમાં સુસ્તી જેવું તો કશું થાય જ શાનું? મજૂરીમાં કવિતા જોનાર કાર્લાઈલ જેવા ફિલ્સુફોએ આવાં શરીરો અને આવા કામની જ સ્તુતિ કરેલી છે. તેવા પગને જંપ નથી કે નથી સ્વાસ્થ્ય. કવચિત કવચિત આરામ મળે છે ત્યારે ચંપલ ઉપર પડેલા ડાઘ ઉપરથી જણાય છે કે તે પહેરનાર પોતાની પેલી પાનની ચમચી કાઢી પાન,

ચૂનો અને તંબાકુ મોઢામાં મૂકતો હશે.

એક લક્ષાધિપતિએ એક વેળા મને કહ્યું કે: 'હું નથી ચાહ પીતો, નથી બીડી પીતો કે નથી પાન ખાતો.' મેં જવાબ વાળ્યો કે "આપને પ્રભુએ જે સમૃદ્ધિ આપેલી છે તે સમૃદ્ધિ આપની પાસે કાયમ રહે અને આવી ક્ષુદ્ર વસ્તુઓમાંથી આનંદ લેવાનો પ્રસંગ આપને ન સાંપડે'. આ લક્ષાધિપતિ ભાઈએ જેવું કહ્યું હતું તેવું કહેનાર મેં ઘણા સાંભળ્યા છે. તેમાંથી કેટલાક સાચી નિષ્ઠાથી કહે છે, જ્યારે કેટલાકને એમ લાગે છે કે જેઓ પાન કે તંબાકુ કે ચાહમાં આનંદ મેળવતા હોય છે તેઓમાં કાંઇક નૈસર્ગિક દોષ હોય છે!

સેંકડો ચંપલો છેડેથી પાતળી અને કોરેથી ઘસાઇ ગએલી, સહેજ ઘસડાતી જતી, હું જોઉં છું. આ લત્તો મુખ્ય વેપારી ઑફિસોનો છે એટલે ઇંગ્લાંડમાં જેને 'Black-coated rejiments' કહે છે તે આ માર્ગે બહુ જોવામાં આવે છે. સાધારણ દરજ્જાના કારકુનો કાળો કોટ અને કાળી પાટલૂન પહેરે છે, જેથી ઘસારો ઓછો અને ધોવડામણીનો ખર્ચ પણ ઓછો. આપણે ત્યાંના કારકુનો આપણી આબોહવાને અનુકૂળ કપડાં પહેરે છે; ઉદ્દેશ તો એક જ. એમાં ચંપલ મુખ્ય સ્થાને છે. આવી સેંકડો ચંપલો જતી હોય છે, પણ તેમાંની કોઈ પણ જોડ જોઉં છું ત્યારે સ્વાભાવિક વિચાર સ્ફુરે છે: "ગરીબ, બિચારી ચંપલ! છેડે અને બાજુએથી ઘસાઈ ગયેલી, કોઈ ચાલીના એક નાના ખંડના એક ખૂણામાં પડતી હશે. સારા દિવસના થાક પછી વિસામો પણ નહિ; માત્ર બીજી એકાદ બે જોડ સાથે એક ખૂણામાં અથડાતી હશે. ચંપલ પહેરનારની ભાગીદાર એને ઝાડુથી ઝાટકતી હશે અને કદાચ, થાકી પાકી પોતે, પૂર્ણ ન થએલી જુદી જુદી વાંચ્છનાઓ અને ભાવનાઓથી

પીડાતી તે ચંપલની જોડી ઉપર રોષ પણ કાઢતી હશે! તે ખંડમાં એક પથારી પણ ભાગ્યે જ સમાઈ રહેતી હશે એટલે પથારીનો એકાદ ખૂણો તે ચંપલને રાતના દબાવતો હશે, અને લગ્નપ્રસંગની ભરતીનાં પાણી એ દંપતીજીવનમાં એટલાં ઓસરી ગયા હશે એકને બદલે બે પથારી પાથરવી પડતી હોય તો તો બિચારાં ચંપલને વિસામાનો મેળ જ કયાંથી થાય?"

દરેક કાળાં વાદળાંને રૂપેરી દોરો હોય છે. આવા સંજોગોમાં જીવન ગુજારતાં ચંપલોને પણ આવો રૂપેરી દોરો હોય છે. ઓરડીમાં એક બે બાળકો હોય તો જેમ કૂતરાંને લાડ લડાવાય તેમ એ બાળકો આ ચંપલને લાડ લડાવે છે. તેમને ખોળામાં લે છે. પોતાના નાના અમથા પગમાં બાપુની ચંપલ પહેરે છે, અને પરિણામે ઠોકર પણ ખાય છે. એથી પણ નાનાં બાળકો હોય તો ચંપલને મોંમાં પણ લે છે. આવાં નાનાં ઘરનાં આવાં સુખદુઃખ સવારનાં પૂરાં થાય અને ચંપલને પાછો પોતાનો ફેરો શરૂ થાય!

જે ભોંયતળીએ હું કામ કરું છું તેનાથી થોડે જ દૂર એક બે કોલેજો પણ છે અને ત્યાંના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ આ જ રસ્તેથી પસાર થાય છે. બબ્બે ચચ્ચારનાં ટોળામાં ચંપલો જતી જણાય છે. કોઈની બરાબર પોલીશ કરેલી, કોઈની જૂની એમ ચંપલો ઝડપથી જતી જણાય છે. પહેરનાર કોઈ પાયજામાં, તો કોઈ ધોતિયાં, તો કોઈ પાશ્ચાત્ય પહેરવેશ–પાટલૂન સાથે પણ ચંપલ પહેરીને જતા જણાય છે. બહાર પ્રકાશ હોય કે અંધકાર, પણ અમારા ભોંયતળિયામાં તો હંમેશાં વિજળીની બત્તીઓજ કરવી પડે છે. આ ચંપલો જતી હોય ત્યારે કેટલીક વાર તેનો ઉત્સાહ, ચાલવાનો ધમધમાટ તથા ઉલ્લાસ અમારે ત્યાં પણ

આહ્લાદ લાવી મૂકે છે, યુવાન વિદ્યાર્થીઓને કાવ્યનાં ચશ્મેથી જગતને જોવાનો હક્ક છે, અર્વાચીન સમયમાં કેટલાકેએ તે હક્ક ગુમાવી દીધો છે. કેટલાએકને કાવ્યના પડદામાંથી જોવું ગમતું નથી, પણ હજી ઘણા યે આત્માએ એવા હશે કે જેમને મન જગત એ પત્થર અને પાણીનું જ બનેલું નથી. તેઓ એમાં સૌંદર્ય અને પ્રભુતા જુએ છે. એક લેખકે કહ્યું છે કે દરેક મનુષ્યના જીવનમાં એવો પ્રસંગ એક વેળા પણ આવી જાય છે, જ્યારે તે મનુષ્યનો આત્મા પ્રભુ ખ્રિસ્તની સાથે બહાર ફરવા જાય છે. 'પ્રતિમાશૂન્ય મંદિરના પૂજારી'ની સાથે આ પ્રમાણે ફરવાનો ધન્ય પ્રસંગ પણ ઘણાને પ્રાપ્ત થયો હશે. જીવનના એવા પ્રસંગથી કેટલાકનું હમેશનું પરિવર્તન થઇ જાય છે, કેટલાકને તે માત્ર એક પ્રસંગ રૂપજ રહી જાય છે.

સ્નેહના પંથમાં પણ આવું નથી બનતું ? કોઈ ને કોઈ વ્યક્તિ જોડે 'જગત્‌ની ધર્મશાળામાં' જવાનો અને રહેવાનો પ્રસંગ મળે છે, અને તે વેળા કવચિત્ તે પ્રસંગ પ્રભુ ખ્રિસ્તની સાથે ફરવાના જેવો લાગી જાય છે અને કોઈ અદ્‌ભુત સૃષ્ટિસૌંદર્યનું અથવા તો અતિ સુંદર ચિત્રનું દર્શન એક વેળા થાય અને સ્મૃતિ-પટ ઉપર તે જડાઈ રહે તેમ જડાઇ રહે છે. તેમ જ કેટલાક ભાગ્યશાળી આત્માઓનું જીવન, કવચિત્, કહો કે બહુ જ કવચિત્, આવા વિરલ પ્રસંગોથી ભરેલું હોય છે, જાણે કોઇ રાજવંશી કે ધનાઢ્ય સુંદરીએ પોતાને માટે, દુનિયાના ખુણેખુણામાંથી શોધાવીને અમૂલ્ય મોતીના દાણાની માળા બનાવરાવી હોય ને !

આ ચંપલોનું જીવન પણ કેવું છે ? ઊગતી આશાઓ સાથે કોલેજોમાં જવું, ત્યાં ઊંચી ફિલ્સુફી, સાહિત્ય વગેરે સંબંધે વિવેચનો સાંભળવાં તેમ જ પરસ્પર મશ્કરીઓ પણ સાંભળવી. આ ચંપલો-ને ટ્રામના ઘોડાની પેઠે કામ લેવું પડે છે. બાગ બગીચા અને

સમુદ્રકિનારે ફરવાનું, નાટકશાળાઓ અને ફિલ્મ થીએટરોમાં જવાનું, ગલીકૂંચીઓમાં આથડવાનું–ક્યારે શું કામ આવી પડશે એ એમને પહેલેથી જણાય જ કેમ ?

આ ચંપલોની સાથે અનેક વેળા સ્ત્રીઓનાં ચંપલો પણ દૃષ્ટિગોચર થાય છે. કોલેજમાં સહશિક્ષણ લેતી બાળાઓ પણ આ રસ્તે જ પસાર થાય છે. એટલે એમની ઠુમસી, નાજુક, રંગવાળી, કેટલીક વાર રેશમ કે સોનેરી દોરાથી ભરેલી ચંપલો જોવામાં આવે છે. એવી ચંપલોમાંથી ઊછળતું યૌવન નીતરે છે. બાળકની અવસ્થા મૂકી સ્ત્રીની અવસ્થામાં આવતી યૌવનાઓ એમની આશા, એમનાં સ્વપ્નાં, એમની નરી પવિત્રતા ચંપલો જુએ છે અને એના કરતાં બીજો સમીપનો સાક્ષી હોય પણ કોણ? કેટલીક ચંપલો બારીમાંથી તેજ ઝળકાવે છે, કેટલીક ચંદ્રનાં જેવાં શાંતિના કિરણ પ્રસરાવે છે અને કેટલીક દિલગીરીની છાયા પણ મૂકતી જાય છે. એવી ચંપલોની પહેરનારીઓનાં હૈયાં ઉપર એવા તે શા બોજા લાધા હશે કે તે દિલગીરીની છાયા ઠેઠ ચંપલ સુધી પ્રસરેલી હોય છે? બીજી ચંપલો જતી હોય છે ત્યારે સુંદર હાસ્યના રણકા સંભળાય છે, વાતચીતની ઝડી કાને અથડાય છે. આ દુઃખી ચંપલોમાં એમાંનું કશું નથી હોતું ! આવી ચંપલની પહેરનારીને કદાચ માબાપની ઇચ્છા વિરુદ્ધ કોલેજ જવું હોય છે–અથવા તો માબાપની સંમતિથી, પણ ભયંકર ગરીબાઇના દબાણ નીચે. ચંપલ એ ગરીબાઈ પીછાણે છે. ચંપલને એ નીતરતાં, દ્રવતાં હૈયાંઓની પણ ઓળખાણ છે. કેટલીક વેળા અન્ય સંયોગો બરાબર હોય ત્યારે એ ચંપલની પહેરનારીના હૃદયનો રોગ જ કોઇ એવો હોય.

કોલેજની હોસ્ટેલનો એક ખંડ હતો. ચંપલો થાકીને પડી હતી. પહેરનાર જરા આરામ લેવા ઇઝીચેર ઉપર પડ્યો હતો.

પાળેલો માનીતો કૂતરો પોતાના શેઠની માનસિક લાગણીઓ પણ જોઈ શકે છે, અને પોતે વ્હાલસોઇ આંખે ધણી સામું જોયા કરે છે. એમ જેને આપણે નિર્જીવ વસ્તુ માનીએ છીએ તે ચંપલો પણ કેમ ન જુએ ? સવારે ટપાલમાં કાગળ આવ્યો છે. વાંચીને તે ચંપલના માલિકને ઉદ્વેગ થયો છે અને આખો દિવસ તે ઉદ્વેગમાં જ પસાર થાય છે. ખંડમાં પૈસાની વાતચિત ખૂબ થઈ હતી એથી પણ ચંપલને જણાય છે કે ગરીબાઇનું દુઃખ વધતું જાય છે. આ ચંપલને પોતાને ઘણા વખતથી પાંજરાપોળમાં મોકલવી જોઇતી હતી. પણ તેમ થયું નથી, અને હજી તેની પાસે સતત્ કામ લેવાય છે.

કોલેજના જીવનમાં, આ જૂની ચંપલને એક નાજૂક ચંપલની જોડી સાથે સંબંધ બંધાયેલ. એક ઉદ્વેગથી, ગરીબાઇથી પીડાતું હૃદય બીજું પ્રેમથી તલસતું હૃદય ! હતાશ હૃદયે, જૂની ચંપલ પહેરનારે પુસ્તકો દ્વારા–એના સુખદુઃખના સાથી દ્વારા પોતાનો ઉદ્વેગ શમાવવા પ્રયત્ન કર્યો. બીજાં કોની આગળ એ પોતાનું હૈયું ખાલી કરે ? પણ આ વેળા એમાં એ નિષ્ફળ થયો. એણે પાછાં ચંપલ પહેર્યાં, ખંડનાં દ્વાર બંધ કર્યાં અને જૂની ચંપલ પાછી બહાર ચાલી. પહેરનાર ધીમેથી, અચકાતો, જાણે કે જવું ન જવું તેનો વિચાર એને આવતો હોય તેમ ચાલતો હતો. થોડે દૂર, ચંદ્રના પ્રકાશમાં પેલી નાજૂક ચંપલની જોડી પોતાના સોનેરી ગૂંથણ ઉપર તે પ્રકાશથી તેજ આપતી ઊભી હતી. બન્ને જોડી પાસે આવી અચકાઈ, વધુ પાસે આવી. પાછાં બન્ને સાથે ચાલ્યાં. પ્રેમ, ગરીબાઈ, ભાવનાઓ, હૃદયની ઊંડી આશાઓનાં કથન ચાલ્યાં. સમુદ્રકિનારે બન્ને ચંપલોને વિસામો મળ્યો. થોડી વાર પછી ચંપલોની જોડી છૂટી પડી. પેલાં જૂનાં ચંપલની જોડી પાછી ખંડ તરફ વળી. "એવાયે દિવસો પણ ઝાખી વહી જશે !" એ

દુઃખમાં પણ સુખ હતું, લાલિત્ય હતું, કલા હતી, સુંદરતા હતી, પ્રભુતા હતી. જગત્ જેને સુખ માને છે એ પ્રકારનું એમાં કશું નથી હોતું. બિચારી ચંપલની જોડીએ તો મૂંગે મોંએ એ દિવસો પણ વીતાડવાના રહ્યા.

અમારો રસ્તો તો ધોરી રસ્તો છે એટલે એના ઉપર ગરીબ મજૂરો, કલાકો અને વિદ્યાર્થીઓ જ જતા નથી. ત્યાં કોઈ કોઈવાર અવનવાં ચંપલો પણ નજરે પડે છે–ઉપર પ્રકાશવંતી સાડી અને નીચે પગની નૃત્ય કરતી ગતિ. નૃત્ય જગત્ના આરંભથી અસ્તિત્વમાં છે અને નૃત્યને જીવનમાં મોટું સ્થાન આપવામાં આવ્યું હતું અને આપવામાં આવે છે. આ વ્યક્તિના પગ ઉપર રહેતાં ચંપલો કેવાં કેવાં નૃત્ય નિહાળવા નશીબવંતા થયાં હશે? જગત્નાં દુઃખો ભુલાવે, પ્રભુના પંથે દોરવે, અરણ્યમાં જળ લાવે એવાં નૃત્ય આ ચંપલે જોયાં હશે. એ નૃત્યની પાછળ રહેલ હૈયામાં અગ્નિ હશે કે શાંતિ?

એક વખત હું સમુદ્રની મુસાફરીએ જતો હતો. જે દિવસે બંદર ઉપર સૌ ઊતરવાના હતા, તેની આગલી રાત્રિએ સ્વપ્નમાં મીઠું સંગીત સાંભળ્યું. સ્ટીમર કિનારા ઉપર બાંધી ત્યારે તે જ સંગીતના રણકારા! મને લાગ્યું કે સ્વપ્નમાં સુણેલાં સંગીતના ભણકારા હજી કાનમાં ગુંજે છે. ત્યાં તો એ સંગીત ગાનાર પતિપત્ની અને તેમની પુત્રીને જોયાં. એ જ પ્રમાણે ઓફીસમાં કામ કરતે કરતે પણ ફાટેલાંતૂટેલાં ચંપલના પહેરનાર ભરથરી અને તેની પત્નીના ગળામાંથી નીકળતાં સુંદર ગીતો અવારનવાર સંભળાતાં. એક ચિત્રકારે પોતાનાં ચિત્રો વિષે કહ્યું હતું કે તે ચિત્રો આકાશમાં વિહરતાં અને ગાતાં બુલબુલોના સંગીત જેવાં હતાં. આ સંગીત પણ તેવા જ પ્રકારનું હતું. આ ચંપલોએ કેટલી દિવાળી જોઈ

હશે ? તેમના માલેકોના કેટકેટલાં પર્યટનોમાં એ સાથે હશે ? તેમનું હંમેશનું ઘર, માર્ગની આસપાસનાં ખેતરો, તેમની શય્યા પૃથ્વીમૈયા, તેમના રક્ષણહાર આકાશના તારલાઓ એ ચંપલો પહેરનાર આપણા હિંદુસ્થાનનું આર્થિક શોષણ કરનાર ભિખારીઓ કહો કે હિંદુસ્થાનમાં, એ એકતારો, તંબુરો, મંજીરાં, એ મીરાં, કબીર, જ્ઞાનદેવ અને તુકારામનાં ભજનો ગાઈ અને સંભળાવી, ભક્તિ અને શ્રદ્ધાના સ્થંભો કાયમ રાખનાર મિશનરીઓ કહો !

ભોંયતળીઆંની મારી બારીએથી કોઈ કોઈ વાર નાનાં બાળકોનાં ચંપલો પણ જોઉં છું. કુમળા પગ નાની ચંપલોમાં પૃથ્વીમાતા જોડે હજી નવો સંબંધ બાંધતાં અચકાતા, બીતા, અખતરા કરતા આવે છે. આંગળી કોઈ મોટાંના હાથમાં હોય. એ ચંપલો નવી, સ્નેહાળ હાથોએ સાફ કરેલી અને કદાચ હોઠે પણ અગાડેલી, ઘરમાં પણ અગત્યનો ભાગ ભજવે છે. તેમનું સ્થાન બીજી ચંપલો જોડે નથી. તે તો કદાચ ઘરના માલિક કે એમની સહચારિણીના ટેબલ ઉપર હશે. જમવાના ખંડમાં જ્યાં બીજાં ચંપલોને સ્થાન હોય જ નહિ ત્યાં પણ આ ચંપલો આવકાર પામે છે. પિતાના કે માતાના ખોળામાં તેમને સ્થાન હોય છે. ઠક ઠક અવાજ કર્યા કરતી એ નાની શી ચંપલોનાં પહેરનાર બાળકોના કાલાકાલા બોલ સુણી પ્રભુ ખ્રિસ્તે પણ કહ્યું છે કે “બાલકોને મારી પાસે આવવા દો; કારણ કે એમના જેવાનું જ સ્વર્ગ છે !” એ નાનાં ચંપલો એ નાનાં બાળકોના સુખદુઃખના ભાગી છે. સુખમાં એ મોટરોમાં ફરતાં હશે, માર્ગ ઉપર ચાલતાં હશે. બાળક માંદા હોય ત્યારે એમની પથારી પાસે એ હાજરનાં હાજર હોય જ. અને એ કોમળ ફુલોમાંથી કોઈ અકાળે કરમાય તો તે ચંપલો અશ્રુ પણ સારતાં હશે !

આ પ્રમાણે, સિનેમાની ફિલ્મ અજાણી દૃષ્ટિ આગળ પસાર થતી હોય તેમ, દરરોજ ચંપલોની પરંપરા પસાર થતી અમારા ભોંયતળિયામાંની બારીમાંથી હું જોઇ રહું છું. ચંપલોના વૈવિધ્યમાં મને માનવજીવનનાં વૈવિધ્યનાં અપૂર્વ દર્શન થાય છે.



લાખોની વસ્તીવાળાં લંડન શહેરમાં સ્ત્રીપુરૂષો, કીડીની માફક તરવરે છે. દરેકની માનસિક સૃષ્ટિ જુદી, દરેકનો વાડો જુદો. એક મનુષ્ય ઊભો હોય તો બે ફીટ જગ્યા રોકે, બેસે તો ચાર ફીટ અને સૂએ તો છ ફીટ. સ્ટીમર કંપનીઓ આજ રીતે જગ્યાનું માપ ગણી મુસાફરો લે છે. આ બે, ચાર કે છ ફીટ જગ્યા જાણે દીવાલ સાથે ઘર બાંધ્યું હોય તેમ એક જુદું ઘર બની રહે છે. સિંધનાં કેટલાંએક શહેરોમાં, જ્યાં પડદાનો રીવાજ હજુ પ્રચલિત છે ત્યાં દરેક ઘરમાં નીચે ઓશરી અને વાડો હોય છે જ્યાં કુટુંબ રાતના સુઈ શકે અને રાત્રિની ઠંડક ભોગવી શકે; પણ દરેક ઘરને ફરતી ઘણી ઊંચી દીવાલો હોય છે જેથી દરવાજો બંધ હોય ત્યારે બહારની દુનિયા સાથેનો સંબંધ છૂટી જાય છે. દરેક વ્યક્તિ એ દીવાલવાળું ઘર બની રહે છે અને બહારની દુનિયા તેને જુએ છે, તેની સાથે વાત કરે છે પણ તેના હૃદયનો દરવાજો બંધ હોય તો તે બન્ને વચ્ચેનો સંબંધ નહિ જેવો જ રહે.

દરેક ઘરમાં રહેતાં મનુષ્યો પાસેના ઘરમાં કોણ રહે છે તે જાણતાં નથી, તેમની સાથે પરિચિત નથી, તે જ પ્રમાણે હોટેલમાં રહેતાં મનુષ્યો પોતાની પાસેના જ ઓરડામાં કોણ રહે છે તેનું જ્ઞાન ધરાવતાં નથી. જે ઓરડાંમાં નિવાસ છે તે ઓરડાના

નંબરથી જ રહીશની પણ ઓળખાણ થાય છે. જેમ જેલમાં ગયેલ મનુષ્ય વ્યક્તિ મટી નંબર થાય છે, તેમ જ હોટેલમાં પણ બને છે. તાર આવ્યો હોય કે ટેલીફોનમાં સંદેશો આવ્યો હોય, જેની ઉપર આવ્યો હોય તેના જીવનમાં તે સંદેશો ઘણો મોટો ભાગ ભજવવાનો હોય; પણ જ્યારે હોટેલનો છોકરો મોટાં મોટાં દીવાનખાનામાં તે લઇને ફરે છે ત્યારે કોઈવાર નામ પુકારે છે, પણ ઘણીવાર નંબર પુકારે છે. સ્હવારની ઊગતી પ્રવૃત્તિમાં જ્યારે ઓરડાનાં બારણાં ઉપર ઠક ઠક અવાજ થયો અને સ્હવારની જરૂરિયાતની–ખાવાની કે એવી જ–ચીજો આવે છે ત્યારે નંબર ૯૨ને યાદ આવે છે કે જે સર્વોપરી સત્તા હોટેલની પાછળ કામ કરી રહી છે તેની નોંધપોથીમાં તેનું નામ બરાબર રીતે ઊભેલું છે. છસેં સાતસેં ઓરડા હોય તેમાં નંબર ૯૨ને સાત વાગે ચાહ જોઇએ તે ભૂલી જવાતું નથી. સાત વાગી ગયા હોય અને ડ્રેસીંગ ગાઉન પહેરી ઈઝીચેરમાં વાંચવાનો યત્ન કરતા હોઇએ ત્યારે ઘડિયાળ તરફ વારંવાર જોઈ એમ થયા કરે છે કે હોટેલનું આખું સંચાકામ બગડી ગયું છે. ધીમે રહીને બારણું ઉઘાડી જોવા માગીએ છીએ તો ચાહ અને સાથે સ્મિત આવીને ઉભેલ હોય છે. જગતના વાવાઝોડામાં દુઃખ આવીને ઊભાં રહે છે. મૃત્યુના બિછાના તરફ દયાર્દ્ર આંખે વહાલાં જોઈ રહે છે કે આપણાં બધાં વ્હાલ સાથે અંતિમ મુસાફરી અટકાવી શકાતી નથી. સ્વાભાવિક પ્રશ્ન ઊભો થાય છે કે જગતનું સંચાકામ બગડી ગયું છે કે શું.? આ મહાન હોટેલની પાછળ ઊભી રહેલી સત્તા આપણું અસ્તિત્વ ભૂલી ગયેલ હશે ? જ્યારે નિરાશા થાય છે ત્યારે આશા આવીને ઊભી રહે છે, અને દરવાજો ઠોકાય છે અને મહાન હોટેલવાળાએ આપણને યાદ કર્યા એમ પુરવાર થાય છે.

મિત્રો કેટલીક વાર ફરિયાદ કરે છે કે અમુક ગામ તેમને પસંદ નથી પડતું, કારણ કે ત્યાં મિત્રમંડળ નથી. રેતીના રણમાં રેતીના ઢગ ઊડતા હોય, તેની અંદર સૂર્યના કિરણથી જુદા જુદા રંગો થતા હોય ત્યારે તે રેતીનાં કણ સાથે આપણો શો સંબંધ છે? મોટાં શહેરમાં લાખોની વસ્તી હોય, સેંકડો સ્ત્રીપુરૂષો આપણી જ હોટેલમાં રહેતાં હોય, હજારો આજુબાજુના રસ્તાઓ ઉપરથી પસાર થતાં હોય તે બધાં ને રેતીનાં કણ વચ્ચે શો તફાવત છે? હરદમ ફુંકાતા પવનથી ઊડતી રેતીને નથી આપણી લાગણીઓ માટે પરવા કે ફિકર! જગતની અંદર રેતીનાં કણની માફક ઘસડાતાં અને ફરતાં મનુષ્યોને પણ નથી આપણી લાગણીઓ માટે પરવા કે ફિકર! રેતીનાં કણ સાથે એકાકીપણું ભોગવી શકાતું નથી. જગતનાં મનુષ્યો સાથે પણ એકાકીપણું ભોગવી શકાતું નથી. રેતીના રણની વિજનતામાં કેટલાએક એવા અંશ છે જે શહેરી વિજનતામાં નથી. રેતીના રણની વિજનતામાં, રાત્રિને વખતે શાંતિ મળે છે, સવારે આહ્લાદ મળે છે અને બપોરે અસહ્ય તાપ લાગે ખરો પણ અરણ્યમાંથી જેમ માનવીની જિંદગીમાંથી આવે છે તેમ અપમાન, તિરસ્કાર, અન્યાય અને વેરનો પવન આપણા ઉપર આવતો નથી.

હોટેલમાં બપોરે ઘણી પ્રવૃત્તિ જોવામાં આવે છે. દેશ દેશથી આવેલ લોકો પોતપોતાને કામે વળગી જવામાં દોડધામ કરી રહેલા હોય છે. વેપાર, ઉદ્યોગ, રાજ્યદ્વારી બાબતો, મોજશોખ—કોઈ ને કોઈ બાબત બધાંને આકર્ષણ કરી રહેલ છે અને તે તે બાબતમાં પોતાનો ઉદ્દેશ કેવી રીતે પાર લાવવો તેના ધ્યાનમાં સૌ કોઈ ગુંથાઈ ગયેલ છે. દેશમાંથી જ આસપાસના ગામમાંથી આવનારા પણ અસંખ્ય લોકો છે. કંપનીઓની સભામાં જવું હોય, શેરબજારની ઉથલપાથલમાં ભાગ લેવો હોય, ઘેરથી

કામકાજનું બહાનું કાઢી થીએટરો, સંગીતના જલસાઓ કે સીનેમામાંથી મજાહ લેવી હોય કે ચોરેલી મજાહ (ને તેથી વધારે આનંદકારક,) ભોગવવી હોય, વિગેરે વિગેરે કામ માટે પણ લોકો શહેરમાં ઉતરી પડે છે. એરોપ્લેનના જમાનામાં મોટાં શહેરોની છબીઓ એરોપ્લેનથી લેવાય છે. તે શહેરમાં ચાલતા વેપાર રોજગાર, તેની પાછળ રહેલાં ચક્રો, કારખાનાં અને તેની અંદર મધમાખોની માફક ફરતા હજારો આદમીઓ, શહેરોમાં ઝેરી ગેસની માફક પ્રસરી રહેલી જુદી જુદી હવાઓ આ બધાં વમળોની છબીઓ જો પાડવામાં આવતી હોય તો શહેરનો અંતરાત્મા બરાબર રીતે ખુલ્લો મુકાય.

દરેક વ્યક્તિની દરેક પ્રવૃત્તિ જુદી અને આ બધી ચળવળ અને ધરધમાલમાં એમ જ લાગે કે જગતમાં છુટાં છુટાં અણુઓ-અસંખ્ય કરોડો અણુઓ, અકેકની સામે અકેકથી જુદાં, પોતપોતાના વ્યવહારમાં પડયાં છે. કેટલીએક વખત એમ લાગે છે કે થોડાએક અણુઓ સાથે કામ કરે છે, તેમનું ધ્યેય એક જ લાગે છે, પણ બારીકીથી તપાસતાં જણાશે, કે કોઇ બે મનુષ્યોનું ધ્યેય એક નથી. પ્રેમી પતિપત્ની લગ્નશય્યામાં હોય, એકનું શરીર બીજાના શરીરને બોલાવતું હોય, આત્મા આત્માને આકર્ષતો હોય પણ બન્નેનું જગત ત્યારે પણ જુદું છે. તેમની મનોસૃષ્ટિ જુદી છે. અરણ્યમાં, માઇલોનાં માઇલ દૂર, બે મનુષ્ય પર્ણકુટીમાં રહેતાં હોય અને તેમની બન્નેની વચ્ચે રેતીના ઢગ ઊડયા કરતા હોય ત્યારે જેવી જુદાઇ હોય તેવી જ જુદાઇ આ શય્યા ઉપર છે. વર્ષો સુધી સાથે રહ્યા હોઈએ, દીકરા દીકરીઓનું કુટુંબ કોટે વળગતું હોય, સુખદુઃખ ભેગાં ગાળેલ હોય, પણ એકેકને ઓળખતાં નથી. ઓળખીશું નહિ. શરીર એ સુંદર

દેવસ્થાન છે પણ દેવસ્થાન કરતાં એ પિછાનવું વિશેષ અઘરું છે. દેવસ્થાનની અંદર શાંત ભક્તિમય તેજ આપતો બીજો દીવો જોઈ શકાય છે પણ શરીરના દેવસ્થાનની અંદર તેજ આપતો દીવો જોઈ શકાતો નથી. આત્મા ને શરીરના પરસ્પરના સંબંધો, આત્માની ગુફાઓ, ઊંચી અગાશીઓ અને ગટરો, શરીરના તેજના ચમકારા અને રાત્રિના અંધકાર–આ સઘળું કોણ જોઈ શકે છે કે જાણી શકે છે? પત્ની પતિને ઓળખી શકતી નથી, પતિ પત્નીને ઓળખી શકતો નથી, ભાઈ ભાઇને ઓળખી શકતો નથી, પિતા કે માતા બાળકોને ઓળખી શકતાં નથી, બાળકો પિતામાતાને ઓળખી શકતાં નથી. આપણે ઘણી વાર મિત્રોને વાત કરતા સાંભળીએ છીએ: "હું એને ન ઓળખું? આજે વીસ પચીસ વર્ષ થયાં અમારી મૈત્રી છે." બીજે દિવસે સવારે રોજીંદા છાપામાં વાંચે છે કે એમના મિત્રે સાંસારિક દુઃખથી કંટાળી આપઘાત કર્યો! બન્ને આગલી સાંજના છુટા પડયા ત્યારે તે મિત્રના ચ્હેરા ઉપર આફતની આગાહી હતી નહિ, ઊલટું હાસ્ય હતું. વીસ પચ્ચીસ વર્ષની મૈત્રી પછી તે મિત્રના આત્મામાં કેટલાએક ઓરડાઓ હતા, જે પોતાના અંગત મિત્રને માટે પણ ઊઘડયા ન હતા!

પતિપત્નીએ સાધારણ રીતે સુખી જીવન ભેગું ગાળ્યું હતું. એકમેક ઉપર ચાહ હતો. જગત્ પણ એમને સુખી માનતું હતું. એક દિવસ કદી ન ખોલેલું ખાનું પતિએ ખોલ્યું અને સુખડની પેટી જોઈ. પેટી ઉઘાડી: અંદર એક પત્ર, એક છબી અને સુકાઈ ગયેલાં ફુલ. પત્રની તારીખ પંદર વીસ વર્ષ ઉપરની હતી. ડાહ્યો પતિ હોય તો કબરને બંધ કરતો હોય તેમ માનથી અને આદરથી ખાનું બંધ કરી દે. ડાહી પત્ની હોય અને તેવો જ પ્રસંગ પતિ માટે બન્યો હોય તો તેમ જ કરે. નહિ તો બાકીના જીવનનું

**બંગાળ! વાડીમાં તે બાગ એમને માટે ઠેઠ સુધી બંધ રહ્યો હતો એમ જ માનવાનું. અંગત સ્નેહીઓ એકમેકને ઓળખી શક્યા નથી તો બહારનું જગત્ કેવી રીતે ઓળખી શકે?**

હોટેલમાં રાતના સંગીત હોય છે, નાચ પણ હોય છે. ૯ નંબરના ઓરડામાં સંગીતના સૂર પહોંચે છે. સંગીત ઉપરથી સમજાય છે કે નાચ પણ શરૂ થયેલ છે. સંગીતથી દરેક વ્યક્તિ પોતપોતાના મનોસૃષ્ટિના બેટમાં જાય છે, રેતીના રણમાં લીલોતરીવાળી જગ્યા (oasis)માં રણના તાપથી વિશ્રામ લેવા થોડે વખત જાય છે. એકમેકની બેલડીએ વળગી આ રણમાંથી છૂટવા શીતળ ઝરા પાસે બેસવા, "હું, તું અને આ કિતાબ" એ સ્થિતિ અનુભવવા યત્ન કરે છે. નાચનાં આંદોલનથી, જગતના રણમાં ઊડતી લાખો રજકણોમાં બે રજકણો સૂર્યના એક કિરણમાં તેજોમય થવા આકાંક્ષા ધરાવે છે. નથી જગત્, નથી વિશ્વ, નથી ત્રીજું કોઈ. પણ પ્રભુના અનંત તેજનાં બે અલ્પ કિરણો એક બનવા માટે ઉત્સુક. થોડાક વખત પછી સંગીત બંધ થયું, નાચ બંધ થયો અને વળી પાછાં યુગ યુગનાં અંતર. પણ પાછું શરૂ થયેલું સંગીત, પાછો નાચ અને વળી પાછી અણબોલેલી, અણલેખાયેલી હૃદયની વેદનાઓ, આશાઓ અને ભક્તિઓ! રાત્રિ વધે છે અને અંધકારનો પડદો પડે છે. નાચના ઓરડાઓ બંધ થાય છે. સંગીતવાળાઓ બીજાને ઘેલાં કરવાની કળાનાં સાધનો લઈ ઘેર જાય છે—હોટેલની બહારથી આવેલાં પોતપોતાનાં ગૃહસ્થળો શોધી લે છે. હોટેલમાં રહેતાં પોતપોતાના નંબરના ઓરડાઓનો આશરો લે છે. સેંકડો ફીટની ઓશરીઓ નિર્જન થઈ જાય છે. પ્રેમી જોડાંઓના થનગન નાચતા પગ થોડાક વખત માટે શાંતિ સ્વીકારી લે છે. થાકેલા પગને માટે, દુઃખથી લચેલા પગને માટે નિઃશ્વાસ મુકાય છે. ઓરડાના દરવાજાઓ પોતપોતાના

વાત કોઈને કહ્યા વગર નિમકહલાલ ચોકીવાનની માફક ઊભા રહે છે. દરવાજા પાછળ પ્રેમ, સ્નેહ, વેર, કલહ, ઉલ્લાસ, નિરાશા સૌ સૌ પોતપોતાની શય્યા શોધી લે છે. સેંકડો ઓરડાની અંદર ધબકતાં સેંકડો હૃદયો જગતના અરણ્યની અંદર થોડાક સમય માટે પણ અરણ્યની શાંતિ શોધે છે.

જગતની અંદર બે સામસામાં તત્ત્વો કામ કરી રહ્યાં છે; સારું અને નઠારું, સત્ય અને જૂઠાણું, તેજ અને અંધકાર, શાંતિ અને અશાંતિ, પ્રેમ અને વેર વિગેરે. એ જ પ્રમાણે હા અને ના બન્ને અનાદિ કાળથી વિરોધી તત્ત્વો છે. લોકવાયકામાં 'હા, અને નાને હંમેશાં વેર' એ કહેવત આ સત્ય સૂચવે છે. 'હા' એ દૃઢતા બતાવે છે, પ્રગતિ સૂચવે છે, પ્રેમ દાખવે છે, જ્યારે 'ના' એ અનિશ્ચિતતા બતાવે છે, પ્રગતિનો વિરોધ સૂચવે છે, પ્રેમને જોઇતા ત્યાગ માટે અશક્તિ બતાવે છે.

પણ કેટલીક વખત એમ બને છે કે ના એ દૃઢતાનું તત્ત્વ લાગે છે. દાખલા તરીકે સ્ત્રી લાલસાનું એક સુશોભિત વસ્ત્ર પહેરીને મનુષ્યને દોરવવા આવે છે અને તે દોરવે તે રસ્તે જાય તો સુખ માટેની વાંચ્છના પૂરી કરશે એમ સૂચવે છે. તે મનુષ્ય હા પાડે તો પોતાના રસ્તામાંથી ચલિત થાય છે, હૃદયના રામને તિલાંજલી આપે છે. પણ ના પાડે તો હૃદયના રામને બરાબર સ્થાપન કરે છે અને ગમે તેવા દુઃખમાં પણ પોતાનો રસ્તો ન છોડવો તેવી પ્રતિજ્ઞા કરે છે.

એટલે આવા દાખલાઓમાં 'હા' અને 'ના' પોતાનાં ચારિત્ર્ય બદલી નાંખે છે, અને 'ના' મજબૂતાઇનું તત્ત્વ બને છે જ્યારે 'હા' નબળાઇનું તત્ત્વ બને છે. આધુનિક કાળમાં આવી હિમ્મતની

બહુ જરૂર જણાય છે. પુરાતન વખતની માફક આજે જુદા જુદા દેશો આ જગતરૂપી મહાસાગરમાં બેટો નથી, પણ જેમ મુંબઈ નગરીએ સાત બેટો જોડાઇ એક શહેર ઉદ્ભવેલું છે તેમ બધા દેશો જુદા જુદા બેટો મટી એક સંગઠિત મોટું જગત ઉદ્ભવેલું છે. વરાળ અને વિજળીના બળથી હજારો માઇલ દૂર રહેતા લોકો પાસે આવી ગયા છે અને પહેલાં મુંબઇથી સુરત જતાં જેટલા દિવસ થતા તેટલા વખતમાં માણસ લંડનથી ઑસ્ટ્રેલિયા જઈ શકે છે.

આવા ફેરફારો સાથે વેપાર અને ઉદ્યોગમાં ફેરફાર થયા છે, રાજ્યદ્વારી સ્થિતિમાં ફેરફાર થયો છે. આત્માની કસોટીનું ક્ષેત્ર વધ્યું છે. જેમ સાંસારિક ઘટના સાદી મટી ગૂંચવાડાવાળી થઈ છે તેમ આત્માનાં તોફાનો સાદાં મટી ગંભીર થયાં છે.

આ જાતના વેપારમાં કે ઉદ્યોગમાં જોડાશો ? આ સાદો પ્રશ્ન હજારો લોકોને પૂછવામાં આવેલો હશે. તેમાંથી કેટલા લોક ખરી વખતે હા અને ખરી વખતે ના કહી શકે છે ? કોઈ ભાઈએ કે બહેને સંસારના રીતરિવાજોને ઠોકર મારી અમુક પગલું લીધું છે. જનસમાજ વરૂનાં ટોળાંની માફક એ વ્યક્તિઓનો ભક્ષ કરવાને તૈયાર થઇ રહેલો છે અને તે વરૂઓનું ભયંકર ભસવું નજદીક ને નજદીક સંભળાય છે. જનસમાજનાં બીજાં ભાઇબહેનોને પૂછવામાં આવે છેઃ તમે આ બંડખોર વ્યક્તિની સાથે ઊભાં છો કે જુદાં ? કેટલાં માણસોમાં આ ટોળાંની સામે જઈ તે વ્યક્તિની સાથે ઊભવાની હિમ્મત રહેશે ? આપણાં નિકટનાં સંબંધનાં તે હોય તેમ છતાં જવાબ દઇશું કે અમે તે બંડખોર વ્યક્તિઓને ઓળખતાં નથી. વરૂઓ તેમને ફાડતાં હશે ત્યારે મનમાં સાંત્વન લઇશું અથવા કુટુંબીજનોમાં ડાહી ડાહી વાતો કરશું કે જેવાં કર્યાં તેવાં ભોગવે ! દેશને નામે

જ્યારે વાવાઝોડું ઉત્પન્ન થતું હોય, દેશના નામથી અત્યાચારો થતા હોય અને તેને દેશાભિમાનનું નામ આપી વાજબી ગણાતા હોય ત્યારે કેટલી વ્યક્તિઓ દૂર ઊભી રહી તે વાવાઝોડામાં ભાગ લેવા ના પાડશે ? ૧૯૧૪માં યુરોપમાં ભયંકર લડાઇ ફાટી નીકળી, ત્યારે દેશમાં દેશાભિમાનનાં ગાંડપણની અવધિ થઈ હતી અને જે ભાઇ ભાઇની કત્લેઆમમાં ભાગ લેવા ના પાડે તેને દેશદ્રોહીની ઉપમા આપી તેને ફાડી નાંખવા લોકોનાં ટોળાં ઊલટતાં.

રેમ્સે મેકડોનલ્ડમાં આવી હિમ્મત હતી. તેને લંડન છોડવું પડ્યું અને પોતાના નાના ગામ લોસીમાઉથમાં ગયો તો ત્યાં પણ વરૂઓનાં ટોળાં ઊભાં જ હતાં. પણ એની ના તે ના જ હતી. જે યુદ્ધને તેણે દુષ્ટ અને રાક્ષસી માન્યું, તે યુદ્ધમાં તે ન જોડાયો તે ન જ જોડાયો.

એ જ પ્રમાણે જ્યારે દક્ષિણ આફ્રિકાના રીપબ્લીક સામે બ્રિટીશ સલ્તનત તૂટી પડી, ત્યારે લોઇડ જ્યોર્જ અને બીજાઓ અલગ રહ્યા અને ખૂનની ધમકી અને ખૂની હુમલાઓ છતાં પોતાના સિદ્ધાંતમાં અડગ રહ્યા. આ વિષય ઉપર જાણીતા ઇંગ્રેજ ગ્રંથકાર ગાલ્સવર્થીએ એક સુંદર અને હૃદયદ્રાવક નાટક લખેલ છે. કેબિનેટમાં ઊંચો હોદ્દો ધરાવતો ગૃહસ્થ પોતાના કુટુંબ સાથે સુખી છે. સ્નેહાળ પત્ની, સ્વર્ગના દૂત જેવી છોકરી, પૈસો, રાજકીય જીવનની ઊંચામાં ઊંચી ટોચ ઉપર જવાનો સીધો રસ્તો–આ બધું તેની પાસે હતું. વિધિએ તેની કસોટી કરી. એક નાના ગરીબ મુલક ઉપર બ્રિટીશ સલ્તનતે કાંઇક ખોટાં બહાનાં કાઢી ચઢાઇ કરવાનો નિશ્ચય કર્યો: તે મુલકને તોપથી અને દારૂગોળાથી છૂંદી નાંખવો, તેના ગરીબ લોકોને એવા મારવા કે

ફરીથી ઊભા થવા ન પામે. તે ગૃહસ્થ સામે થયો. આખું પ્રધાનમંડળ એક તરફ, એક તરફ એ એકલો. તે ગૃહસ્થ મહા કાબેલ હતો. તેની સમક્ષ પૂરેપૂરી રીતે બંને રસ્તાઓ ઊભા હતા. એક તરફ કુટુંબ સ્નેહ, પૈસો, રાજકીય જીવનની ઊંચી પદવી; બીજી તરફ ગેરઆબરૂ, પત્નીના સ્નેહનો નાશ, ગરીબાઇ અને કદાચ–છેવટે મૃત્યુ! તેણે બીજો રસ્તો પસંદ કર્યો, પાર્લામેન્ટમાં વિષય ચર્ચાવા આવ્યો કારણકે પ્રધાનમંડળને પાર્લામેન્ટની પસંદગી જોઈતી હતી. તેણે ખુલ્લું કહી દીધું કે તે ભરપાર્લામેન્ટમાં પોતાનો વિરોધ જાહેર કરશે. તેનાં સગાંસંબંધીઓ, તેના મિત્રોએ, તેની પત્નીએ બહુ બહુ યત્ન કર્યા, સમજાવવાની કોશિષ કરી, પણ એકનો બે ન થયો. ભરપાર્લામેન્ટમાં ઉભા થઈ વિરોધ કર્યો. પ્રધાનમંડળમાંથી રાજીનામું તો અગાઉથી મોકલાવી આપ્યું જ હતું.

આથી જનતા અને પ્રજા તો 'દેશાભિમાન'થી ગાંડી થઇ ગઈ હતી અને એ વરૂનાં ટોળાંને છાપાં રોજ ઉશ્કેરતાં હતાં. જેમ લોંકડી પાછળ શિકારી કૂતરાઓ મૂકવામાં આવે છે તેમ એ ગૃહસ્થની પાછળ પ્રેસ, સગાંવ્હાલાં, મિત્રો, લોકોનાં ટોળાં પડયાં. પાર્લામેન્ટમાંથી રાજીનામું આપવાની ફરજ પડી. પાસે પાસેના મિત્રોએ વહેવાર બંધ કર્યો, સગાં સંબંધીઓએ ત્યાગ કર્યો, તે છતાં તેણે તો સભા ભરવા માંડી. આ ક્રૂર, નિર્દયી, અન્યાયી અને પિશાચી યુદ્ધ સામે પોતાનો સતત વિરોધ બહાર પાડવા લાગ્યો. સભા ભાંગી નાંખવામાં આવી, તેને માર પડયો. લોહીનીગળતા માથા સાથે જ્યારે તેણે ઘરમાં મોડી રાત્રે પ્રવેશ કર્યો, ત્યારે પત્નીએ છેવટની માંગણી કરી. એક બાજુ મારો જીવનભરનો સ્નેહ, બીજી બાજુ ત્યાગ. તે ગૃહસ્થે છેવટનું ચુંબન લઈ પત્નીની વિદાય લીધી અને તેની

સાથે વ્હાલામાં વ્હાલી દીકરી પણ ગઇ ! અને છેવટે લોકનાં ટોળાંના હાથે તેનું મૃત્યુ થયું !

આ "ના"નું જોર, વીજળી જેવી પ્રચંડ શક્તિ. હજારો અને લાખો લોકોએ "હા"થી સુખ લીધું પણ આત્મિક શક્તિ ગુમાવી. આ એક વીર આત્માએ "ના"થી જગત જેને સર્વોપરિ માને છે એવું બધું ગુમાવ્યું પણ આત્મિક શક્તિ મેળવી.

પણ "ના"ના ગુણ હંમેશ આવા હોતા નથી. કવચિત તે નબળાઈ, પ્રેમનો દ્રોહ, વિશ્વાસઘાત અને અધોગતિ તરફ પણ લઈ જાય છે. જે રાતે પ્રભુ ખ્રિસ્ત પકડાવાના હતા, તે સાંજના જમી રહ્યા પછી તેમણે કહ્યું કે આજે રાતે તમે બધા મને છોડી દેશો. પીટરે કહ્યું: "પ્રભુ ! બીજા બધાં છોડી દેશે પણ હું તો તમને નહિ છોડું." ત્યારે ખ્રિસ્તે જવાબ વાળ્યો કે: "પીટર ! આજ રાતના કૂકડો બોલે ત્યાર પહેલાં તું ત્રણ વખત મને નાકબૂલ કરશે."

અને એ જ પ્રમાણે બન્યું. પ્રભુને જ્યારે યાહુદીના વડાને ત્યાં લઈ જવામાં આવ્યા, ત્યારે પીટર પાછળ પાછળ ગયો અને તે જ્યારે તાપણા આગળ બેઠો હતો ત્યારે એક પછી એક એમ ત્રણ નોકરોએ તેને પૂછ્યું કે તું પણ ખ્રિસ્તનો અનુયાયી જ છે ને ? તેણે ત્રણે વખત ના કહી અને કૂકડો બોલ્યો ! કોઈ બહેનની નિંદા થતી હોય, તેના પવિત્ર જીવન પર કાદવ ઊડતો હોય ત્યારે આપણે ચુપકીદી પકડીને તે કાદવ છાંટવામાં ભેળાઈ તે બહેનને નાકબૂલ કરીએ છીએ અને "ના"ને શરણે જઈ નબળાઈ સ્વીકારીએ છીએ અને દ્રોહ કરીએ છીએ. ક્યારે "ના" કહેવી–ક્યારે "હા" કહેવી એ મનુષ્યના ચારિત્રની મોટામાં મોટી કસોટી છે. પ્રભુનો પેગામ જેના હૃદયમાં ઊતર્યો હશે તેને "હા" કે "ના"ની મુશ્કેલી નહિ નડે.

કૉલેજના દિવસો કોણ ભૂલી શકે એમ છે? લગભગ ચાર દાયકા થઈ ગયા પણ જાગ્રતાવસ્થામાં કે સ્વપ્નાવસ્થામાં તે દિવસો આંખ આગળથી ખસતા નથી. ત્યારનાં દુઃખો, ત્યારની અગવડો, અભ્યાસની મહેનતો, પરીક્ષાના આઘાતો, નબળાં પરિણામો માટે માબાપનાં કટુ વચનો—એ બધાં છતાં એ દિવસો જીવનમાં ઊંચામાં ઊંચું સ્થાન ભોગવે છે.

કહેવાય છે કે ભૂતકાલ તરફ મનુષ્ય જાતિ આકર્ષાય છે, કારણ કે વર્તમાનથી તે અસંતુષ્ઠ છે; ભવિષ્ય આશાભર્યું નથી. પણ કૉલેજના દિવસોનું આકર્ષણ આ કારણને લઈને નથી. બચપણ પૂરું થયેલું હોય છે, અને યુવાવસ્થાનો આરંભકાળ હોય છે. કવિ વર્ડ્ઝવર્થે કહ્યું છે કે "બચપણમાં પ્રભુતાની ફોરમ બાળકોને હોય છે." યુવાવસ્થામાં માનવજાતિનાં સ્વપ્નાં, અભિલાષા, વિચારો એ બધું જાણે ઇજારા તરીકે મળેલું હોય છે. શાળા પૂરી થતાં સુધીમાં ન વાંચેલાં, ન જોયેલાં એવાં પુસ્તકોનો પરિચય થાય છે. જગતનાં જે ઊંચી કોટીનાં સાહિત્ય છે તેમાં હું અંગ્રેજી સાહિત્યને મૂકું છું. કવિઓ, નવલકથાકારો, નિબંધકારો, ફિલસૂફો, ધાર્મિક ઉપદેશકો આ સૌનાં વચનામૃતનું એ સાહિત્ય તો જાણે સોનાની અને હીરાની ખાણ છે.

કોલેજમાં ગયો અને આ પુસ્તકો જોયાં એટલે મને તો એક જાતની ઘેલછા લાગી. નવા પરણેલા જોડાને જે જાતની લાગણી થાય છે તે લાગણીઓનો મને આ પુસ્તકોનો સહવાસ થતાં અનુભવ થયો. ઘરના કાર્યક્રમમાંથી, હરવા ફરવામાંથી, મિત્રો સાથેના વાર્તાલાપોમાંથી વખતની કાપકૂપ કરી આ અદ્‌ભુત સાગરમાં તરવામાં મેં સમય ગાળવા માંડયો. ઘણા યુવકોને આ જ અનુભવ થાય છે. જીવન ટૂંકું છે અને પુસ્તકો અભ્યાસ કરવાને માટે આટલાં બધાં છે એ લાગણી ત્યારે થઈ અને હજી થાય છે.

આ સાહિત્યે સ્વપ્નાં આપ્યાં, વિચારશ્રેણી સ્થાપી, અભિલાષાઓ ઉત્પન્ન કરી, લાગણીઓને જન્મ આપ્યો. સાથે સાથે બીજી જવાબદારીઓ નહિ. ઘેરથી નિયમિત રીતે પૈસા આવે. કોલેજનું મિત્રવૃંદ. સારાય જગતનો બોજો આપણા ઉપર હોય તેમ દરેક વિષય ઉપર ચર્ચા થાય. તદ્દન ગંભીરાઈથી અને આત્માની પૂરી લાગણીથી–નદીનાં પૂર, કપડાં ધોવા જતાં નરનારીઓનાં ટોળાં–રાત્રિએ નદીની અપૂર્વ શાંતિ–તે વેળા ટીટવીની દૂરથી સંભળાતી ચીસો–આંબાવાડિયામાંથી કાચી અને ઝાડ પરથી તાજી જ તોડેલી (ચોરેલી!) કેરીઓ–આ બધાંમાં જે અપૂર્વ આનંદ આવતો, જે પ્રભુતાની ઝાંખી થતી તે હવે જીવનમાં કવચિત જ થાય છે.

લગ્ન અને તેને લગતા સવાલો ઉપર વિચાર થતો, ચર્ચાઓ ચાલતી પણ કોલેજના યુવકોના આવા સવાલો ઉપરના વિચારો તેમજ ચર્ચા લાગણી વગરનાં તો હોય જ શાનાં? પોણો ભાગ લાગણી અને પા ભાગ વિચાર એ પ્રમાણે માપ મૂકી શકાય. પત્ની કેવી જોઈએ એના જવાબમાં કાંઈક સ્વપ્ન ઉદ્‌ભવતાં. ખૂબસુરત પત્ની–પછી આ રૂપમાં કે બીજા રૂપમાં–એ તે વખતની

આદર્શ પત્ની. સ્ત્રીઓ, ઘણુંખરું વ્યક્તિરૂપ સ્ત્રીઓ, સામું કોલેજનો યુવક જોતો નથી. તે સ્ત્રીને સમૂહ તરીકે જુએ છે અને પ્રભુની કોઈ અણમોલ કૃતિ જોઇને થાય કે પર્વતમાં આવેલા, જંગલની ઘટામાં છુપાયેલ કોઈ મંદિરને જોઈને જેવો થાય એવા ભક્તિભાવથી તે સ્ત્રીને જુએ છે. આ જાતનો ભાવ કેટલી હદ સુધી લઈ જવાય છે એનો એક દાખલો આપું. કોલેજના એક કોન્સર્ટમાં એક મિત્રે લક્ષ્મણનું પાત્ર ભજવ્યું હતું અને તે વેળા તેણે કહ્યું હતું કેઃ— 'માતા સીતાને કંકણથી નથી જોયાં, પણ પગમાં પહેરેલાં નુપૂરથી જોયાં છે. કારણ કે એમને હું નિત્ય વંદન કરું છું.' આ વાક્યની અસર બહુ વખત મારા કાનમાં રહી. અને મારા એક સ્નેહી વડીલ ભાઇને મેં લખ્યું કે સ્ત્રીઓ તરફ આપણો ભાવ એવો હોવો જોઇએ કે એમના સામું પણ ન જોવું ! વડીલ બંધુ જાણતા હતા કે લાગણીઓ કોઈ વાર મનુષ્યને હાસ્યાસ્પદ સ્થિતિમાં લાવી મૂકે છે એટલે એ મતલબનો એમણે મને જવાબ લખ્યો અને મળ્યા ત્યારે કહ્યું પણ ખરું.

સ્ત્રીઓ માટેની આ ભક્તિની લાગણી અનેક કાવ્યોમાં, લેખોમાં તરી આવે છે. તેમને માટે કોઈ પણ કાર્ય કરવાની— તેમની સેવા કરવાની આત્મામાં ઉત્કટ ઇચ્છા પ્રગટે છે. 'બહેન' તરીકે તેમને સંબોધવાની ઊર્મિ જાગે છે અને કાવ્યોમાં પણ આ સંબોધન વપરાય છે. આ વાતાવરણમાં કોઈ કન્યા સાથે સંબંધ થાય, ત્યારે તેના ઉપર તેનું ઘણું આરોપણ થવા સંભવ છે અને તેનાં ખરા સ્વરૂપને બદલે કોઈ કલ્પનાની મૂર્તિરૂપે તેને જોવામાં આવે છે. વિચારો, સ્વપ્નાની છોળો તો આવ્યા જ કરે છે. બાયરન અને શેલીમાંથી, ટેનીસન અને મીસીસ બ્રાઉનીંગના શાંત પણ સાગર જેવાં ઊંડા પ્રેમનાં સ્વપ્નાં સેવાય છે. 'ઓરોરા લી'ની લીટીએ લીટીએ પ્રેમ દ્રવે છે. જગત મીઠું બને છે. જગત્ અને

આકાશ એક થાય છે. સાથે પ્રભુ ખ્રિસ્તની સૌમ્ય મૂર્તિ ઊભી રહે છે, અને તેને પરિણામે સેવાભાવ અને પવિત્રતાની આકાંક્ષા ઉત્પન્ન થાય છે. ફિલસૂફોના ગ્રંથો આ બધી ભાવનાઓને સ્વપ્નવત્ દશામાંથી મૂર્તિમાન બનાવે છે.

પણ એ દિવસો વહી જાય છે, અને સ્વપ્નાં, ભાવના, ભક્તિના સમુદ્રથી ઘેરાયેલ બેટ ઉપર રહેતો આત્મા જગતના સંસર્ગમાં આવે છે. 'Give us this day our daily bread.' (પ્રભુ! આજે આ દિવસ માટે અમારી રોટલી આપો!) આજ સુધી રોટલી આત્મા માટે મંગાતી. શરીરને ખોરાક જોઈતો ન હતો; આત્માને જ જોઈતો હતો, પણ હવે શરીર માટે રોટલી માંગવાના દિવસો આવ્યા છે. જગત નિર્દય છે. ન ટેવાયેલ એવા આત્માઓને એ પોતાના કાંટા પહેલા બતાવે છે. કલ્પનાના બેટમાં વિહાર કરતો આત્મા જગતૃના કિનારા ઉપર આવે છે, કે તરત જ તેને ભાન થાય છે કે જેની પાછળ એ ગાંડો થતો એ ગુલાબના ફુલને કાંટા હોય છે, જે ચહેરા પાછળ એ દિવાનો થતો તે ચહેરાના મુખમાંથી ઘાતકી અને અશ્લીલ શબ્દો નીકળી શકે છે, સેવાભાવ વાપરતાં પહેલાં શરીર અને સગાંવહાલાંઓના દાવા ઊભા રહેલ છે. જ્યાં એ જાય છે ત્યાં કાં તો તીક્ષ્ણ ભાલાં કે કાંટાનાં ઝાડ હોય છે. આ સર્વ મુશ્કેલીઓમાંથી પસાર થવાને ભક્તિ અને શ્રદ્ધાનો અખૂટ ખજાનો જોઇએ, ધીરજ અને શાંતિ જોઇએ. એ ન હોય તો આગળ પ્રયાણ અશકય થાય છે. આજસુધી રચેલી સ્વપ્નસૃષ્ટિ ઊડી જાય છે અને કલ્પનાવિહીન, સ્વપ્નવિહોણા, ભક્તિશૂન્ય અને પ્રેમવંચિત રખડવું પડે છે. પ્રભુ બુદ્ધ પહેલીજ વાર મહેલમાંથી નીકળ્યા અને તેમણે સૃષ્ટિનાં દુઃખો જોયાં–વૃદ્ધાવસ્થા અને મૃત્યુ–ત્યારે જગત પ્રત્યે તેમને વિરાગવૃત્તિ થઈ. પણ આ તો એમણે માત્ર શરીરનાં પરિવર્તન જોયાં. જગતમાં થતાં માનસિક

પરિવર્તન એમણે જોયાં હોત તો કદાચ આથી પણ ભયંકર વૈરાગ્ય થાત. એક સુંદર સ્ત્રીના શરીરનો ધીમે ધીમે થતો નાશ અને અંતે તેનું વૃદ્ધારૂપે થતું પરિવર્તન—તેના જેવું, એક સ્ત્રીના કે પુરૂષના આત્મામાં, વૃદ્ધાવસ્થા આવતાં, કેટલું ભયાનક પરિવર્તન થાય છે? આ ભયંકરતા આગળ સ્થૂળ શારીરિક ભયંકરતા કાંઈ જ નથી.

લગ્નની ભાવના લગ્નની વિધિમાં ઉતારવામાં આવેલી છે: આ વિધિ અને આજુબાજુની ઘટનામાં કાવ્ય છે અને લગ્ન કરનાર યુવકને તો એ અવર દુનિયા લાગે છે. ત્યાર પછીનું મિલન કવિઓએ ગાયું છે અને નાટ્યસૃષ્ટિમાં ચર્ચાયું છે. ક્ષણભર એમ થાય છે કે આ જ જીવન છે, આ જ જગત્ છે. પણ જેમ વ્હાલ-સોયા હાથે પહેરાવેલો ફુલનો હાર બીજે દિવસે સવારે તો કરમાઈ જાય છે તેમ તે સ્મિત, હાસ્ય, કોડ, પ્રેમાળ ગોષ્ટિ એ સર્વ ધીમે ધીમે સૂકાઈ જાય છે અને વખત એવો આવે છે જ્યારે એ ચહેરા ઉપર મહિનાઓ કે વર્ષો સુધી સ્મિતની છાયા સરખી પણ જણાતી નથી. બીજાને માટે કદાચ એ સ્મિત આવતું હશે પણ તેને માટે હૃદય જેનું તલસે છે તેને માટે એ નથી. દુનિયાનાં સ્મિતો અને હાસ્યોનો એ જ ઇતિહાસ છે. ભાઈ હો કે મિત્ર હો, પત્ની હો કે પતિ હો, એક વખત દૂર ખસવા માંડયું એટલે અંતર વધતું જ જાય છે અને હૃદયનું મંથન ગમે તેટલું થાય, પણ ચહેરો પહેલાંના જેવો નથી અને નથી જ રહેવાનો. પ્રકૃતિના સંબંધમાં પણ એવું કયાં બનતું નથી? એક દિવસ સવારે જ્યારે સોનાનાં કિરણો તેનાં પર પડતાં હતાં ત્યારે સુએઝ શહેર જોયું હતું. બીજી વાર જોયું ત્યારે એ સુવર્ણ પ્રકાશ ત્યાં ન હતો!

આ શરીર પ્રભુનું મંદિર છે કે નરકની ખાણ છે તે બાબત પરાપૂર્વથી ઝગડો ચાલે છે અને હજી પણ ચાલવાનો. ભર્તૃહરિએ

શરીરમાં ગંદવાડ જ જોયો. પયગંબર ખ્રિસ્તે ત્યાં પ્રભુનો વાસ જોયો, ઘીના દીવા બળતા જોયા, અને મંદિરના ઘંટ વાગતા સાંભળ્યા. લગ્નની સાથે શારીરિક સંબંધ જોડાયલો જ છે. લગ્ન કર્યા પછી પણ શારીરિક સંબંધ ન કરવો અને અખંડ બ્રહ્મચર્ય પાળવું એ એક અંતિમ વિચાર છે; શરીર ઉપર કોઈ પણ પ્રકારનો અંકુશ ન રાખવો પણ તેની ઇચ્છા અને અભિલાષા થાય તેટલી પૂરી કરવા દેવી એ બીજો અંતિમ વિચાર છે. પણ આ બેની વચ્ચે સુવર્ણ માર્ગ રહેલો છે. શરીરને પ્રભુનું મંદિર ગણી આત્મા અને શરીરના સંબંધને, પવિત્રતા સચવાઈ રહે અને મંદિર કલુષિત ન થાય ત્યાં સુધી અવકાશ છે. જગતમાં ઘણી દુર્ઘટ રચનાઓ મુકાયેલી છે, પણ આ શરીર અને આત્માના સંબંધના જેટલી દુર્ઘટ બીજી કોઇ જ ન હોય. પત્ની ઉપરનો પતિનો પ્રેમ કે પતિ ઉપરના પત્નીના પ્રેમની, સોની સોનાનો કસ કાઢે એવી કસોટી છે. સ્વેચ્છાચાર અને સ્વતંત્રતા એ બે વચ્ચે બહુ મોટો તફાવત છે. એક યુવાને હમણાં લખેલ પુસ્તકમાં નિરાંત (Security)ની બહુ હાંસી કરી છે. આ દેશમાં આવી નિરાંતથી ઘણી અધોગતિ થયેલી છે, અને સાહસને લગભગ તિલાંજલી મળી છે. એને પરિણામે યુવક-યુવતીઓનાં ચારિત્ર ઉપર પણ માઠી અસર થયેલી અને સ્વતંત્રતા-પ્રાપ્તિમાં મોટી અડચણો આવી રહેલી છે. પણ આવી નિશ્ચિતતા ખોટી એટલે બધા પ્રકારની અનિશ્ચિતતા સારી એ સૂત્ર તો ભયંકર પરિણામ લાવે તેવું લાગે છે. પવિત્રતા એટલે નિશ્ચિતતા એ જો આપણને ગ્રાહ્ય હોય તો આ સૂત્ર કેવળ ખોટું છે, અને અગ્રાહ્ય હોવું જોઈએ એમ આ યુવાન ભાઇએ પોતાના પુસ્તકમાં પ્રતિપાદન કર્યું છે!

પ્રેમને લીધે શારીરિક સંબંધ છે તેમજ શારીરિક સંબંધને

સાથે પ્રેમ છે; અને શરીર રૂપી મંદિર કલુષિત કરીએ તો પ્રેમનો નાશ જરૂર થવાનો. એકત્ર કુટુંબની સંસ્થા જતી જાય છે અને તે ટકી રહેવાની નથી; પણ એ સંસ્થામાં સ્વાભાવિક સંયમ હતો તે સંયમ પણ નષ્ટ થતો જાય છે. સંયુક્ત કુટુંબને અંગે જે સંયમ હતો તે એ સંસ્થા ન હોય છતાં પણ ચાલુ રહે, એ જોવાની જવાબદારી યુવકવર્ગને માથે છે—હોવી જોઇએ. જે સંગીત અને ફુલો અને ફુલોના હારોના વાતાવરણમાં મગ્ન થયેલાં તે સંગીત અને ફુલોની ફોરમ ચાલુ રાખવી હોય તો અન્યોન્ય શારીરિક સંબંધની ઘટના પ્રેમ અને ભક્તિ ઉપર રચાવી જોઇએ; નહિ તો પ્રેમને સ્થાને તિરસ્કાર અને ધિક્કાર આવશે, મીઠાં સ્મિતોને બદલે કટુતા પ્રસરશે અને જીવન ઝેરમય બનશે.

હરેક મનુષ્યને વધતી ઓછી ભાવનાઓ હોય છે, તેમજ આદર્શ હોય છે. એક જાણીતા ચિત્રકારનું ચિત્ર છે. રાત્રિની શાંતિને સમયે એક પુરુષ પુસ્તક વાંચતો અને 'પાઇપ' પીતો બેઠો છે. પાઇપના ધુમાડા ધીમે ધીમે ઊંચે જાય છે અને તે ધુમાડામાં તે એક સ્ત્રીનું ચિત્ર જુએ છે. આપણે પણ તેજ પ્રમાણે ધુમાડામાં કે સૂર્યાસ્ત વખતના રંગબેરંગી વાદળોમાં, કે સવારનાં ઊગતાં સૂર્યકિરણોમાં, નાચતા સમુદ્રતરંગોમાં કે બારણે આવેલી ભિખારણના સંગીતમાં, કોઈ પ્રિય પુસ્તકના વાચનમાં, કોઈ સ્ટેજ ઉપરના એકાદ દૃશ્યમાં 'આદર્શ પત્ની' જોઇએ છીએ. સ્વચ્છતા એ સ્વપ્નદેવીની સૃષ્ટિ છે. જગતમાં મલિનતા અને ગંદકીથી જેટલો પ્રેમ નાશ પામેલો છે, તેટલો કદાચ કોઈ બીજા કારણથી નહિ નાશ પામ્યો હોય. એ સ્વપ્નસુંદરીએ બંગાળી ઢબનું સફેદ વસ્ત્ર પહેરેલું જણાય છે. એની જાત બંગાળી લાગે છે. શા માટે લાગે છે એ સમજાતું નથી, કારણ કે સ્વપ્ના માટે—આદર્શ માટે કારણ નથી; તર્કશાસ્ત્રના કોઈ નિયમ નથી. કદાચ એમ હોય કે એ બંગભૂમિમાંથી

હિંદુસ્તાનને ઘણી ઊંચી ભાવનાઓ મળેલી છે, ભક્તિરસ અર્પાયો છે, ઊંચી કોટીનાં કાવ્યો તેમ જ ચિત્રો મળેલાં છે, આત્મત્યાગની પરિસીમાઓ મળેલી છે; કારણ ગમે તે હોય પણ જ્યારે આદર્શ સ્ત્રીનાં દર્શન થાય છે ત્યારે ત્યારે તે બંગભૂમિની પુત્રી હોય એવો ભાસ થાય છે. તેની આંખોમાં અને અંગોમાં કાવ્ય અને પવિત્રતાનાં કિરણો ચમકે છે. જેરૂસલેમની નર્તકીએ જે ભાવથી ઉત્તમોત્તમ અત્તર પ્રભુ ખ્રિસ્તના ચરણ ઉપર ચોપડેલું તે ભાવથી એ ભીંજાયેલ છે. સંગીતની પ્રતિમા છે. દેવદાસીની પેઠે તે નૃત્ય કરી શકે છે; પણ માત્ર પ્રભુની પ્રતિમા આગળ. પોતે જેને પ્રેમથી જગતમાં સહચારી બનાવે છે તેને દેવ કહેવા તે તત્પર છે. પણ એણે એને દેવી તરીકે સ્વીકારી હોય તો જ. જેની કનેથી પોતે સુખ લીધેલ છે તેને સેવા અર્પવા તત્પર છે. પોતાના કુટુંબમાં જ જગત સમાઈ જાય છે એમ એ સમજતી નથી. એ તો ગરીબ, દુઃખી, રીબાતાં ભાઈબ્હેનોને પોતાનાં કુટુંબીજનો જ સમજે છે. તેના ચહેરા ઉપર કટુતા નથી, પણ સ્મિત છે. વ્યવહારમાં તેનુ હૃદય સંકુચિત નથી પણ કર્ણના હૃદય જેવું વિશાળ છે. કવિ બ્રાઉનીંગના 'જગત સારું છે કારણ કે ત્યાં પ્રભુનો વાસ છે' એ સૂત્રને તે માનનારી છે અને એ માન્યતાને લઇને, પર્ણકુટિ હો કે મોટી મહેલાત હો તેમાં ફુલોની ફોરમ પ્રસરાવનાર છે.

એક ચિત્ર છેઃ સંધ્યા સમયે, નમી જતાં કિરણોમાં, ખેતરનું કામ કરી એક પતિ–પત્નીનું જોડલું સ્વગૃહે જતું હોય છે. જીવનભર અન્યોન્ય પ્રેમ અને સેવા કરી જીવનસંધ્યાએ પ્રભુગૃહ તરફ પતિ–પત્ની જતાં હોય તેના કરતાં બીજો ઉચ્ચતર આદર્શ શો ?

મુંબઈ ઇલાકામાં કેળવણીની એક સંસ્થા સાથે મારો સંબંધ છે, અને તે સંબંધને લઇને વર્ષમાં એક બે વખત મારીને માટે અરજીનાં ફોર્મો પર મારે સહી કરવી પડે છે. પચાસ સો બાળકો આ પ્રમાણે મારી પાસે આવે છે.

એક દિવસ સવારે હું મારા ઘરની ગેલેરીમાં વાંચતો બેઠો હતો. એક બાળક અને બાળકી આવીને શાંતિથી ઊભાં રહ્યાં. પુસ્તકમાંથી બ્હાર જોઉં છું તો—ભૂરી આંખો, કોમળ શરીર, તેજસ્વી ચહેરો અને બાળકીના ઝુલ્ફાં. હાથમાં ફૉર્મો હતાં, આંખોમાં શરમ હતી. ગરીબાઈને જગત તરફ જોવાની રીત જુદી હોય છે, અને તે આ બાળકોને અત્યારથી જ હતી. ગુજરાતી ન હતાં પણ ભાંગીતૂટી ગુજરાતી બોલી શકતાં હતાં. મેં ફોર્મ વાંચ્યાં અને જોયું કે એમના વાલી તરીકે એમની માએ સહી કરેલી છે. વડીલની છાયા આ બાળકો ઉપર ન હતી અને જગતનો તાપ એ છાયા વગર આ કુમળાં શરીરોને બાળી નાંખતો હતો. બાઈની છાયાને લીમડાની સાથે સરખાવેલ છે પણ વડીલની છાયા વડલા જેવી વિશાળ છે. મારા નાનપણમાં મારા વડીલ એક બે જાણીતા ફકીર પાસે ગયેલા તે મને યાદ છે. આ ફકીરો પાસે "હાજરાત"ની વિદ્યા હતી એટલે કે હથેલીમાં કાજળ લગાવી જે

કોઈ જોતું હોય તેને અમુક બાબત આપી બતાવી શકતા. મુખ્યત્વે કરીને કોઇને ત્યાં ચોરી થઈ હોય તો આ જાતની "કાજળી"થી તેનો પત્તો મેળવવાને કોશિશો થતી. ત્યારપછી એવી જાતના આયના પણ નીકળેલા. આ બાળકનો ચહેરો તે હથેલી કે આયનાની માફક એનો ઈતિહાસ દાખવતો હતો. સુશિક્ષિત પ્રેમાળ માબાપ દેશાવરમાં એકલાં રહેતાં હતાં. કોઇનો સાથ ન હતો, કોઈનો ટેકો ન હતો. જેમ વધારે એકલાં એમ વધારે પાસે આવતાં ગયાં, પણ વિધિએ તેમને વિખૂટાં પાડયાં. થોડા દિવસની માંદગીમાં કુટુંબનો પોષણહાર ગયો અને સારસી બે બાળકો સાથે તે ગામ છોડી પોતાનાં ઓળખીતાં હતાં એ ગામે ગઈ. કોઈ સુંદર સુશોભિત ઘર હોય અને તે આગથી બળી ગયું હોય તો ત્યાં બીજે દિવસે શું જુઓ છો? બળતું ખંડિયેર, રાખના ઢગલા અને ધગધગતા અંગારા. એ કુટુંબમાં બળતા અંગારા રહ્યા પણ એની સાથે આ પ્રેમ ને બે બાળકો!

કેટલાંએક બાળકોને તો વડીલનો છાંયો પણ ગયેલો હોય છે અને માના પ્રેમથી પણ વંચિત થયેલ હોય છે. જગત્‌ની રહેમનજર ગરીબાઈ ઉપર નથી હોતી. કુટુંબનો પોષણહાર જાય એટલે કુટુંબની કહેવાતી "લક્ષ્મી" પણ જગત્‌ની આંખમાંથી જાય. બાળકોનું તથા પોતાનું પોષણ કરવું એ સહેલી વાત નથી. અને કાંટાવાળો રસ્તો મૂકી કવચિત્‌માં કાંટા વગરનો પણ અંતિમમાં નાશ તરફ જતો રસ્તો પસંદ કરે તો તે પાપ તે જગત્‌ના શિર ઉપર છે કે તેના ઉપર? બાળકો અજાણ નથી. દુઃખ જાણે છે, પાપ પણ જાણે છે અને શરમ પણ જાણે છે. તેમના મુખ ઉપર શરમના શેરડા પડેલા હોય છે. પહેલાંના વખતમાં જેમ હરિજનો રસ્તે જતાં બૂમ મારતાઃ—"બાપજી ખસી જજો" એવી બૂમ તેઓ મારતાં નથી, પણ એમનો આત્મા એવી જ બૂમ મારી

રહેલ છે.

ગરીબાઈમાં પણ કાવ્ય હોય છે. બેન્ડો વાગતાં હોય, ધજાઓ ફરફરતી હોય, "જય"ના પોકારો થઈ રહ્યા હોય ત્યારે કેસરિયા સાડી પહેરીને ફરવામાં કાવ્ય છે, પણ જે ઘરમાં ભયંકર ગરીબાઈ હોય, પતિ વર્ષોથી ખાટલાને વશ હોય, રાત ને દિવસ મજૂરી કરીને ધણીને છોકરાંનું પોષણ કરવું પડતું હોય અને આ સાથે છોકરાંઓની સ્વાભાવિક ભણતરની આકાંક્ષા પૂરી કરવી હોય તો તેમાં એથી પણ મહાન કાવ્ય છે. જગતનો આધાર લોકવાયકા પ્રમાણે શેષ નાગની ફેણ છે. ખરી રીતે એનો આધાર સાદાં જીવનનાં આ મનુષ્યો ઉપર છે. સર્વાંગે સ્વાર્થત્યાગી છતાં ત્યાગ શું છે તે સમજતાં નથી, નૈતિક હિંમતની મૂર્તિ છતાં હિંમત શું છે તે જાણતાં નથી, જગતની કીર્તિને ઓળખતાં નથી, પ્લેટફોર્મ ઉપરનાં પ્રશંસાવાક્યો જાણતાં નથી, "દેશનેતાઓ"ની બજારોમાં વેચાતી છબીઓમાં બિરાજતાં નથી, પણ પ્રભુ ખ્રિસ્ત જેવાના હૃદયમાં તેઓ બિરાજેલાં હોય છે. "ગરીબોને આશીર્વાદ હો, કારણ કે સ્વર્ગ એમના વારસામાં છે." અડધું શરમાતો, અડધું નિર્દોષ સ્મિત કરતો એક બાળક માફીનું ફોર્મ લઈને આવ્યો. કાઠિયાવાડી વાઘરી હતો. પિતા વર્ષોથી ખાટલાવશ છે. લોકોના ઘરનું કામકાજ કરી મા પૂરું કરે છે. થોડા વખત ઉપર અરજી કરેલી પણ અમુક નિયમોને લીધે માફી ન મળી, ત્યારે જીવની માફક સાચવેલ રૂપાનો એક નાનો દાગીનો ગીરો મૂકેલો અને છોકરાની ફીના પૈસા ભરેલા; હવે તો મા થાકી હતી અને માફી એ જ ઈલાજ હતો. સવારના પહોરમાં ચાર વાગે ઊઠી છાપાં વેચી આખો દિવસ ખાણમાં કામ કરી, રાત્રે અભ્યાસ કરી બ્રિટિશ સલ્તનતમાં પ્રધાનપદ મેળવનાર વીર રત્નો છે, તેવાં જ વીર રત્નો આ છોકરાંમાંથી ન નીકળે?

શ્રાવણ મહિનાના દિવસો હતા અને સંધ્યાકાળનો વખત હતો. વડીલોની સાથે મંદિરે દર્શન કરવા જવાનું હતું. એટલે કંઈક જોવા મળશે, ગીતો સાંભળવા મળશે વગેરે વિચારોથી અમારાં બાળહૃદયોમાં પણ ગીતો ગવાતાં હતાં. હિંડોળામાં શ્રીકૃષ્ણ બિરાજેલા હતા અને આખો હિંડોળો ફુલોથી શણગારેલો હતો. ભજનની ધૂન પણ ઘણી જ ચાલી રહી હતી. આવો જ હિંડોળો, પણ ઘણો જ નાનો, ઘરના ચોકમાં પણ થતો હતો, અને ગોકુલાષ્ટમીને દિવસે પારણામાં શ્રીકૃષ્ણને અમે ઝુલાવતા હતા. નાનપણમાં દશમસ્કંધ, મહાભારત વગેરે વાંચવાથી શ્રીકૃષ્ણના જીવનમાં ઇશ્વરી અંશ હતો એમ ત્યારે શ્રદ્ધા હતી. શ્રીકૃષ્ણના બાળપણના કેટલાએક પ્રસંગો જેમાં દુઃખ આવતું હતું, તે હજુ યાદગીરીમાં રહ્યા છે. જીવનમાં દુઃખ છે અને તે દેવોને પણ છોડતું નથી એ સત્ય બાળપણથી જ આપણને આવી રીતે છતું થાય છે. જૂનાંપુરાણાં દેવાલયોમાં શિવલિંગની સમીપે જવું અને ત્યાં પગે લાગવું એ હંમેશાં આકર્ષક લાગતું. બાળજીવનમાં એ Romantic લાગતું. શિવલિંગ આવાં દેવાલયોમાં ભોંયરામાં હોય છે, અને થોડાંએક પગથિયાં ઉતરીને જવાનું હોય છે, ઘીના દીવાનો ઝાંખો પ્રકાશ પડતો હોય છે,

બાકી અર્ધો અંધકાર, અર્ધો પ્રકાશ એમ લાગે છે. શિવલિંગ ઉપર જળાધારી લટકતી હોય છે અને તેમાંથી પાણી મૂર્તિ ઉપર સતત ટપકયા કરે છે. પાછળ, ભીંત ઉપર, પાર્વતીદેવીની મૂર્તિ હોય છે. શિવાલયમાં ચંદન, પુષ્પ વગેરેની સુગંધ શિવાલયના જૂના જમાનાની સુગંધ સાથે ભળે છે. બાળક કહો કે મોટેરાં કહો, એમના ઉપર આ વાતાવરણની અસર થયા વગર રહેતી નથી. પ્રભુનું ચિંતવન કરવાને આત્મા હમેશાં પ્રેરાય છે. શિવાલયમાંથી ઉપર આવી ઘંટ વગાડી, નોબત ઉપર એક બે ઠોક મારી, 'શિવ ભેગા પોઠીઆને પૂજી' ઘર તરફ પાછા જવા નીકળીએ છીએ. ત્યારે ઘણા વખત સુધી આ જગતની મલિનતાઓ પ્રત્યે આપણે આકર્ષાતાં નથી.

શ્રીકૃષ્ણનાં મંદિરોમાં આવું વાતાવરણ હોતું નથી, પણ ત્યાં પણ, જુદી જાતનું, ધાર્મિક વાતાવરણ તો હોય જ છે. કોઈપણ મંદિર કે દેવાલયમાં જાઓ અને ત્યાં, તમારા મનમાં બરાબર પડઘો પડતો હોય તો, પ્રાર્થનાને માટે યોગ્ય વાતાવરણ તો મળી આવે જ છે. મંદિરમાં જઈએ અને ઘંટારવને માટે કાન બહેરા રાખીએ, ચંદન પુષ્પ માટે નાક બંધ રાખીએ, ત્યાંની નૈસર્ગિક સુંદરતા માટે આંખો બંધ રાખીએ અને ત્યાંથી નીકળતાં આંદોલનો સામે હૃદયદ્વાર બંધ રાખીએ તો પછી મંદિર કે દેવળમાં ગયા તો પણ શું અને ન ગયા તો પણ શું ?

શ્રીકૃષ્ણ તો બધાંને આહ્વાન કરે છે કે **'मामेकं शरणं व्रज।'** મારો એકલાનો આશરો લે. નાનપણમાં માળા ફેરવતાં **'श्रीकृष्णः शरणं मम।'** એ આની પાદપૂર્તિ છે. કેવી રીતે એમની પાસે જવું એ મુશ્કેલ સવાલ છે, ગીતામાં એનો ઉકેલ આવે છે. શરીરબળ કેળવવા માટે હમણાં ઘણા ઘણા ગુરૂઓ નીકળેલા છે; અને ઇંગ્રેજી કે અમેરિકન માસિકોમાં કે અઠવાડિકોમાં

સુંદર ચિત્રો જોઇને એમ થાય છે કે એ ગુરૂને સ્વીકારી એની પદ્ધતિસર તાલીમ લઇએ તો શરીર સારું થશે. એમ જુદાં જુદાં ગોથાં ખાઇએ છીએ. ગ્રીસની પદ્ધતિ સ્વીકારવી કે સેન્ડોની કે મૂલરની? કસરત ન કરતાં લાંબી મજલો કાપવી કે સમુદ્રનાં ભૂરાં પાણીમાં લાંબો વખત સુધી તરવું કે ટેનીસ રમવું? શારીરિક તબિયત માટે આટલું હૃદયમન્થન થાય તો આ આત્માની પ્રગતિ માટે હૃદયમન્થન કેમ ન થાય? પ્રભુ પાસે જવાને જુદા જુદા રસ્તા છે. ગીતામાં પણ કેટલા રસ્તા બતાવ્યા છે? બીજા ધર્મોમાં બીજા રસ્તાઓ બતાવેલા છે. સાધારણ રીતે આપણે મુસાફરીમાં કે અજાણ્યા સ્થળે ફરવા જતા હોઇએ અને ચાર રસ્તા કે પાંચ રસ્તા ભેગા મળે ત્યારે વિચાર થાય છે કે કયો રસ્તો લેવો? કેટલેક ઠેકાણે પાટિયાં મૂકેલાં હોય છે કે અમુક રસ્તો અમુક નિર્માણ ઠેકાણે લઈ જશે. પણ પ્રભુ પાસે જવાના જુદા જુદા રસ્તાઓ ઉપર પાટિયાં નથી. દરેક રસ્તો આપણે પોતે જ વિચાર કરીને પસંદ કરી લેવો પડે છે. કદાચ એમ પણ હોય કે બધા જ રસ્તા પ્રભુ પાસે લઈ જશે તો પછી પાટિયાંની જરૂર શી? પણ રસ્તા રસ્તામાં પણ તફાવત હોય છે. રસ્તા ઉપર અન્યાય હોય કે અનીતિ હોય તે રસ્તે પ્રભુ મળે કેવી રીતે?

ઘંટારવ થઈ રહ્યો હોય, ભજનની ધૂન લાગી રહી હોય, ચંદન, અત્તર વગેરેથી વાતાવરણ સુગંધિત બની રહ્યું હોય, દેવને સ્વચ્છ વાઘા અને અઢળક ઘરેણાં ચડાવ્યાં હોય અને તે વખતે પ્રભુની સાથે લગની લગાડવી હોય તે પણ એક રસ્તો છે. એ રસ્તો ઘણા યે ભક્તોએ અખત્યાર કરેલો છે અને સિદ્ધિ મેળવેલી છે. શ્રીકૃષ્ણનાં પદો મનને ઘેલું કરી નાંખે છે. એ પવિત્ર જમના અને ગંગા મૈયાનાં સ્નાન, કાળને પણ હસતી હિંદુસ્તાનની એ બે મહાન નદીઓ, તેમના કિનારા ઉપર શ્રીકૃષ્ણનું જીવન અને

અસંખ્ય મંદિરો અને સાધુઓની જમાતો, સુંદર લીલી કુંજો, યાત્રાને સ્થાને હજારો ભિક્ષુકો અને પાખંડીઓ; એ પણ એક રસ્તો છે. સવાર સાંજ સંધ્યાપૂજા, જુદાં જુદાં મંદિરોમાં દર્શન માટે દોડાદોડી, દરેક તહેવારે કે અપવાસે સારું જમવાનું (જે પ્રમાણે રૂઢિશાસ્ત્રોએ નિર્માણ કર્યું હોય તે પ્રમાણે) બીજે વખતે કોઈ પણ ધંધો કરી પેટ ભરવાનું અને એ ધંધામાં કોઈ પણ યુક્તિપ્રયુક્તિ કે અનીતિ કરવી,–ટૂંકામાં કર્મકાંડીનો માર્ગ એ પણ એક રસ્તો છે.

"સંસારમાં સરસો રહે ને મન મારી પાસ...તે જાણ મારો દાસ" એમ શ્રીકૃષ્ણે અર્જુનને કહેલું. તેજ પ્રમાણે બંગાળી ક્રિશ્ચિયન કવિ મિસ તોરૂ દત્તે પોતાના કાવ્યમાં લખેલું હતું: "જગતને છોડીને નહિ પણ જગતમાં રહી જનતાને માટે કામ કરી પ્રભુ સાથે સંબંધ બંધાય છે." એ પણ એક રસ્તો છે.

જ્યારે જ્યારે પ્રભુ ખ્રિસ્તનાં વચનો યાદ કરું છું, ત્યારે ત્યારે સુએઝની નહેર અને આજુબાજુનાં રેતીનાં રણ યાદ આવે છે. એ રેતીનાં રણમાંથી જ ખ્રિસ્તના સિદ્ધાંતો ઉત્પન્ન થયા હતા. શરીરને ખોટું સુખ આપી આત્માને તે નબળો પાડી દેશે નહિ. તે તાપ અને લિલોતરી વગરનાં મેદાનો શરીરને મજબૂત બનાવી આત્માને પણ સુદૃઢ બનાવે છે. રણમાં દૂર દૂર લીલી છાયા અને પાણીનાં ઝરણાં આવે છે, જે રણની તપશ્ચર્યા પછી દુઃખી જીવનમાં પ્રભુના બોલ જેવાં મીઠાં લાગે છે. જીવન એ લીલી કુંજ સમાન નથી, પણ સહરાના રણ સમાન છે. આપણા દેશમાં પ્રકૃતિએ જીવનને શરૂઆતમાં લીલી કુંજ જેવું બનાવ્યું અને પરિણામ એ આવ્યું કે રણમાં ચાલવાને, પહાડ ઉપર ચડવાને, તોફાની સમુદ્રમાંથી જવાને આપણે અશક્ત થયા, સ્વતંત્રતા ખોઈ અને સેંકડો વર્ષ પછી યે તે પ્રાપ્ત કરી નથી

શકયા. જેમણે જીવનને સહરાના રણ જેવું માન્યું અને જેમ લોઢું તપીને બરાબર મજબૂત થાય છે તેમ જેમણે પોતાના શરીરને મજબૂત બનાવ્યું છે, તેમના પ્રત્યે પ્રભુને પક્ષપાત હોય છે.

પ્રભુ ખ્રિસ્ત અને એમના શિષ્યો એક ગામડામાં ગયા. ખ્રિસ્ત એક કૂવા આગળ બેઠા જ્યારે એમના શિષ્યો ગામડાંમાં ખોરાક શોધવા ગયા. રણમાં જ કૂવાની કિમ્મત સમજાય છે. પ્રભુ ખ્રિસ્તે ત્યાં એક બાઈ પાણી ભરતી હતી તેની પાસે પાણી માગ્યું, અને બાઈએ તે આપ્યું. બાઇને અચંબો થયો કારણ કે પોતે સમારાની (Samara) હતી ને એ જાતિ તે વખતે અંત્યજ જેવી જ ગણાતી. પ્રભુએ કહ્યું કે તું જે પાણી આપે છે તે તો મારા શરીરને ટૂંક વખત માટે સંતોષ આપશે, પણ હું તને જે પાણી આપીશ તે તો તને શાશ્વત સુખ આપશે. એ ઊંચા શુષ્ક પર્વતો અને રેતીનાં રણોમાંથી જે બોધ આવેલો છે તે શાશ્વત શાંતિ અને આશ્વાસન આપનારો છે.

તે સિદ્ધાંતોમાં અને તે ઉપદેશોમાં ઊંચાનીચાનો ભેદ નથી રખાયો. એમણે જે જુદા જુદા આશીર્વાદો આપ્યા તેમાં ગરીબોને માટે કહ્યું કે Blessed are the poor in spirit for their's the Kingdom of Heaven. ગરીબ લોકોનું ભલું હજો, કેમકે પ્રભુનું રાજ્ય તેમનું છે. તેમજ વધુમાં ઉમેર્યું કે Blessed are those that mourn, for they shall be comforted. જે શોક કરે તેમનું ભલું હજો, કારણ કે તેમને આશ્વાસન મળશે.

જગતથી છુંદાયેલા, ત્રસિત થયેલા, કષ્ટ પામેલા, અન્યાયના ભોગ થયેલાઓને ખ્રિસ્ત પોતાની ગોદમાં બોલાવતા હતા, અને Come unto me all ye that labour and are heavy laden, and I will give you rest. જેમને દુઃખ હોય

**તેઓ બધા મારી પાસે આવો અને હું તમોને શાંતિ આપીશ. જગતના અરણ્યમાં** જેઓ ચાલી શકતા નથી, જેમનાં ગળાં પાણીથી સુકાઈ જાય છે, જેમને જનતા આશરો આપતી નથી તેવી બહેનોને અને તેવા ભાઈઓને ખ્રિસ્ત કહે છેઃ તમોને હું શાન્તિ આપીશ.

મહાત્માજી વારંવાર એક સુંદર ભજનમાંથી ઉલ્લેખ આપે છેઃ

"હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને."

ખ્રિસ્ત જે ઉપદેશ આપે છે તે મનુષ્યોને નબળા નહિ, પણ પ્રભુમય બનવાને, પ્રભુમાં શ્રદ્ધા રાખી સંત થવાને કે શૂરવીર થવાને.

જગતના અરણ્યમાં ચીલા રહેતા નથી. તે ચીલાઓમાંથી કયો ચીલો પસંદ કરવો અને પસંદ કરીને યાદ રાખવો કે જેથી વાવાઝોડાંથી ચીલો ભૂસાઇ નહિ જાય તે કઠણ કામ છે. એક ચીલો સહેલો છે. જે ધર્મમાં જન્મ લીધો હોય તે ધર્મમાં જ પુનર્જન્મ (Baptism) લેવો. અમુક ધર્મમાં જન્મવું કે ન જન્મવું તે ઉપર આપણો અધિકાર નથી, પણ પછી તેમાં જ પુનર્જન્મ લેવો કે ન લેવો તે આપણો અધિકાર છે. બધા ધર્મો શાશ્વત સત્ય ઉપર રચાયેલા છે. પણ તે છતાં એકેક વચ્ચે તફાવત છે. પુરૂષ અને સ્ત્રી વચ્ચે તફાવત ગણવો, જુદી જુદી જ્ઞાતિઓ ઊભી કરી તેમની વચ્ચે તફાવત પેદા કરવા, એ સર્વ અન્યાય છે. આપણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની પ્રથા સ્વીકારી, સમાજના નિયમ તરીકે કે પ્રથા તરીકે નહિ પણ ધર્મના અંગ તરીકે. એ પ્રથામાં વિક્ષેપ આવે તો ધર્મને નુકસાન થાય એ વિચારશ્રેણીમાં આપણે આવી પડયા, યાહૂદી લોકોએ પણ એમ જ માની લીધું કે યાહૂદી લોકો **એ જ પ્રભુની માનીતી પ્રજા છે. પણ ખ્રિસ્તના પેગામ પ્રમાણે કોઈ ઊંચા નથી કે નીચા નથી,**

કોઈ ગુલામ નથી કે ગુલામના ધણી નથી. તેના બોધમાં વારંવાર નીચેનો અર્થસૂચક પેગામ આવે છે:

સંત પૉલે કહ્યું હતું કે "નથી યાહૂદી કે નથી ગ્રીક; નથી સ્વતંત્ર કે નથી ગુલામ; નથી પુરૂષ કે નથી સ્ત્રી; કારણુ કે તમે બધા પ્રભુ ખ્રિસ્તમાં એક છો."

કદાચ એમ પણુ બને કે જે ધર્મમાં જન્મ લીધો હોય તે જ ધર્મથી આત્માને આશ્વાસન મળે, તો ધર્માન્તર કરવાની જરૂર રહેતી નથી. પણુ એમ સુદ્ધાં બને કે એવું આશ્વાસન ન મળે અને બીજા ધર્મમાંથી આશ્વાસન શોધવું રહે.

પણુ આ જાતના ઝગડા કેટલાં યે હૃદયમાં થાય છે? કયે રસ્તે જવું: નદીના કિનારાની ઘટામાં જવું કે રેતીના રણુના ઉકળાટમાં જવું? મંદિરમાં નોબત સાંભળવી કે દેવળમાં પ્રાર્થનાઓ કરવી? ખુલ્લા ભૂરા આકાશ નીચે સામુદાયિક પ્રાર્થના કરવી કે હૃદયની અંતર ગુફાઓમાં પ્રભુનું આહ્વાન કરવું એ સવાલો, દેવ! હમેશાં મૂંઝવે છે. તારી પાસે કેમ આવવું અને કયો રસ્તો લેવો તે તો તું જ જાણે. બંસરીના નાદથી ભક્તિ-મુગ્ધ થવું કે ભક્તિની જ્વાળાથી ક્રુસનો સ્વીકાર કરવો?

૧૦.૪૪ ટ્રેનનો ટાઈમ થવા આવ્યો હતો અને મુંબઇ જવા ઇચ્છતા ઉતારુઓ, પરાંમાં વસતા લોકો કરે છે તેમ, ઉતાવળથી પરાંના એક સ્ટેશન તરફ 'દોડતા હતા.' પરાંમાં સવારથી જ ટ્રેન મગજ ઉપર રહે છે અને દોડાદોડ કરીને નાસવું, દોડાદોડ કરીને જમવું ને એવી જ રીતે લુગડાં પહેરવાનો કાર્યક્રમ હોય છે. શારીરિક કસરત તરફ ધ્યાન અપાતું હોય તો વચમાં દરિયાની મજલ કે દંડબેઠક પણ આવી જાય છે. સેંકડો છોકરા–છોકરીઓ ત્યાં આવતી ટ્રેનમાં બીજાં પરાંમાંથી આવે છે, ટેક્સીવાળાઓ ઘરાકો શોધવામાં કે ઠઠ્ઠામશ્કરીમાં વખત ગાળે છે. જેની રસોઈ મોડેથી થવાની હોય અથવા તો સાંજનો ફેરો બચાવવો હોય તેવી સ્ત્રીઓ ગાંધીજીએ દાખલ કરેલી ઝોળીઓમાં શાક લઇ જાય છે. ઝોળીના કદ ઉપરથી કુટુંબના કદ વિષે નિશ્ચય થઇ શકે છે, તેમજ ખાનારપીનાર શોખીન છે કે કેમ તે પણ તે ઉપરથી જણાય છે.

ઘણું ખરું રોજની મારી ટ્રેન ૧૦.૪૪ વાળી છે, એટલે એ વખતે હું સ્ટેશન પર જતો હતો. સ્ટેશન પર આવતાં, બેચાર મજૂરોએ માથે લીધેલો સામાન જોયો. બે ત્રણ મોટી ટ્રંક, બેએક બિસ્તરા, કેરીના કંડીઆ વિગેરે એ સામાનમાં હતું.

"ઊડતી રાણી" તો તરતની ગયેલી હતી અને એમાં આવનાર પ્રવાસી હજુ એક બે ટ્રેન પછી આવશે એમ વિચાર થયો. ત્યારે પ્રશ્ન થયો કે આ પ્રવાસીઓ કયાંથી આવતા હશે ? પરાંમાં વસતા લોકોને આવા પ્રશ્નો સ્વાભાવિક છે. અને એ એમના જીવનમાં મોટું સ્થાન લે છે.

મજૂરોની પાછળ ઊતરતું એક જોડું જોયું. નવું પરણેલું લાગતું હતું. કપાળમાં સારીરીતે મોટા ચાંદલા હતા. હાથમાં ફૂલના હાર હતા, કપડાં પણ ઠીક ઠીક હતાં. ફક્ત ટ્રેનની ધૂળ અને મુસાફરીથી મેલાં લાગતાં હતાં. ટિકીટ માસ્તર સાથે મારે સલામ થઈ, એક બે રોજના સવાલજવાબ થયા, એટલામાં માસ્તરનું ધ્યાન આ બધાસરંજામ તરફ ગયું. મજૂરને સંબોધીને ફક્ત બે જ દબ્દ રેલ્વેવાળાની ઢબથી તે બોલ્યા: "કાંટા તરફ."

આ બે શબ્દોનું ગાંભીર્ય જે સમજતો હોય તે જ સમજી શકે. ભલભલાં હૃદયોને એણે ધડકાવેલાં છે. મજૂરો ખંચકાયા, પતિશ્રી પણ ભડકયા. પણ એમનાં પત્ની ( કદાચ હરિપુરામાં કામ પણ કરી આવ્યાં હોય !) બહાર પડયાં. મજૂરોને કહ્યું કે: "ઘર તરફ એકદમ ચાલો. સામાનમાં જોખાવવા જેવું છે શું ?"

માસ્તરે તો ફરી બે જ શબ્દો કહ્યા: "કાંટા તરફ."

એટલામાં લોકોનું ટોળું ભરાવા લાગ્યું. રોજની ચાલુ, કંટાળાભરેલી નીરસતાને તોડે એવો કોઇ પણ બનાવ આકર્ષક લાગે છે.

યુવતી ખુબસુરત તો ન હતી, પણ યુવાવસ્થા અને તંદુરસ્ત તબિયતની ચમક એની આંખોમાં હતી. ફરી એણે મજૂરોને આગળ ચાલવા કહ્યું, પણ મજૂરોથી માસ્તરની શેહ ભંગાય એવું ન હતું. અને આટલો સામાન ઝાલીને ઉભા પણ કયાં સુધી રહે ? એટલે એમણે પોટલાં નીચે મૂકવા માંડયાં.

ટોળું વધતું જતું હતું. પતિશ્રી તો બિચારા ગભરાયા, અને આ ટોળામાંથી અને જાણે નવો ખેલ જોવા ઊભા હોય તેવા લોકોની ઉત્સુકતામાંથી ખસવા માંગતા હતા. બિચારી પત્નીએ પણ મજૂરોએ છેહ દીધો ત્યારે આશા મૂકી. લોકો તરફ ફરીને કહ્યું: "અમે તો વીરારથી આવીએ છીએ અને આમાં થોડાંએક લુગડાં છે. બાકી એમાં વજન શું અને વાત શી !"

બે મોટી ટ્રંકો વિગેરે જેમણે જોયું એ એ બિચારી બાઇની વહારે પણ કેવી રીતે ધાય ? બાકી દુ:ખમાં આવી પડેલા જોડાને મદદ કરવા કોઇપણ કવિઆત્મા બહાર નીકળત. લોકોને તો સૌને પોતપોતાની ટ્રેન આવતી હતી એટલે કેટલાક ઊભા રહ્યા, કેટલાક ગયા, બીજા નવા ઉમેરાયા. બાઈએ માસ્તરને કહ્યું: "માસ્તર, વીરારથી આવનારને વળી જોખાવવાનું શું ?" અને ટ્રંકો બતાવીને કહ્યું: "આમાં થોડાંએક કપડાં છે."

માસ્તર એકના બે ન થયા એટલે બધો અસબાબ લઇ મજૂરો દાદર પાછો ચઢી કાંટા આગળ ગયા. પતિશ્રી એક નાનો પત્થર હતો તેના પર બેઠા અને પત્ની મજૂરોની પાછળ સમાન સાથે કાંટા આગળ ગયાં.

લગ્નજીવનની રેખાઓ દોરાવી શરૂ થઇ ગઈ હતી !

માસ્તરને ફરી આજીજી થઈ અને દરેક પોટલામાં કેટલો હલકો સામાન હતો તે સમજાવવાનો યત્ન થયો. અમારી ટ્રેન તો આવી પહોંચી અને અમારે તો ટ્રેનમાં બેસી જવું પડયું. પણ જતાં જતાં બારીમાંથી બાઇને બોલતાં સાંભળી: "આટલી તકલીફ શા માટે આપી ?" હાથમાં પર્સ હતી તે ખોલીને લગેજનું બીલ

આમતાં પણ જોઈ.

ટ્રેન ચાલી ગઈ અને મુંબઈ પહોંચીએ ત્યાર પહેલાં વિચારો આવ્યાઃ આ લગેજવાળાં કોણ હશે? એમણે જે યાત્રા શરૂ કરી છે તે કેવી રીતે ચાલશે? જીવનની જવાબદારી પત્નીના શિર ઉપર જ રહેશે? અને ઘરનો વહીવટ, છોકરાંની સંભાળ એ બધું, જગતની વિટંબણાઓમાં, એ પોતે જ ઉપાડી લેશે?

જગતના અરણ્યમાં એક ઝુંપડી હતી. માઈલોના માઇલો સુધી રેતીના ડુંગરા હતા. કોઈ વાર શાંત સમુદ્રની પેઠે રેતી સપાટ થઈ જતી હતી. સ્હેજ ધીમી પવનની લહરીથી પાણીની સપાટી ઉપર જેમ આછી કરચલી પડે છે તેમ રેતી ઉપર પડતી. કોઈ કોઈ વેળા, પવનના ઝપાટાથી જેમ સમુદ્રમાં મોજાં ઊછળે છે તેમ રેતીના ડુંગરા ઉભા થાય છે અને મોજાંની પાછળ જેમ ખાડા પડે તેમ ડુંગરા પાછળ ખીણો જણાય છે. સમુદ્રનાં પાણી જેમ રંગ બદલે છે તેમ રેતી પણ રંગ બદલે છે અને મધ્યાહ્નના ધગતા અંગારામાં સવારની સુકોમલતા જણાતી નથી. પણ સંધ્યાના રંગ અનેરાજ હોય છે અને સૂર્યદેવ અસ્ત પામતાંની સાથે જ એકદમ રાત્રિના કાળા રંગ આવવા માંડે છે. આકાશમાં ચંદ્ર પ્રકાશતો હોય તો આ કાળાશ ચાલી જઈ, શાંત, રૂપેરી રંગ રેતી ધારણ કરી લે છે, અને દિવસભરની ગરમીનો બદલો આપી દે છે.

ત્યાં નથી કોઈ ઝાડપાન, કે નથી પક્ષીઓનાં ગાન; પણ થોડે દૂર નહેરનાં પાણી સતત્ શાંત સંગીતનો ગુંજારવ કરી રહેલ છે. સંધ્યા સમયે, આંખો પહોંચે ત્યાં સુધી, લાલ રંગ પથરાઈ રહેલો છે અને તે રેતીમાંથી જાણે લાલ સોનેરી રંગ, જુદે જુદે

ટેકાણેના કિરણોથી બહાર આવતો હોય એમ જણાય છે. સવારની કોમળતા જાય પછી મધ્યાહ્નના તાપણા પછી સંધ્યાની શાંતિ થઈ ન થઈ ને રાત્રિનાં અંધારાં !

અરણ્યમાં જેમ ઝાડપાન નથી, પક્ષીઓનાં ગાન નથી તેમ મનુષ્યોના પડછાયા પણ નથી. સવારની સુકોમળતામાં ભૂતકાળનાં સ્વપ્નાં આવે છે, સંધ્યાના રંગમાં અદૃશ્ય થયેલ માનાં સંભારણા થાય છે, પણ તે ખોળા પણ ગયા અને માથે ફરતા હાથ પણ ગયા. તે હાથનું છેલ્લું દૃશ્ય હજી પણ કોઈ કોઈ વાર યાદ આવે છે. ભડભડ બળતી ચિતામાંથી હાથ બહાર પડ્યો અને એક ભાઇએ લોઢાના લાંબા સાણસા વડે પકડીને તે પાછો અગ્નિદેવને અર્પ્યો !

અરણ્યમાં સૂર્યદેવનું સામ્રાજ્ય તરત જ સ્થપાય છે અને સ્હવાર ગઈ ન ગઈ એટલામાં મધ્યાહ્નનો તાપ તપવા માંડે છે. રેતીના ડુંગરાઓમાં દાવાનળ પ્રકટી નીકળે છે, અને શરીરને તેમ જ આત્માને વિસામાની, છાંયડાની તૃષા ઉત્પન્ન થાય છે. કોઈ ઝાડ મળે કે જેની મીઠી છાયા નીચે આ શરીરને અને આત્માને શાંતિ મળે !

પણ ઝાડઝાડમાં પણ ફેર છે. કોઈ વૃક્ષનો છાંયો શીતળ હિમ જેવો હોય છે, ત્યારે કોઇનો છાંયો આમલીના વૃક્ષના છાંયડા જેવો રોગ ઉત્પન્ન કરનાર હોય છે અને સુખ આપવાને બદલે દુઃખ આપે છે !

જીવનમાં આપણે હરદમ ઝાડની શોધમાં જ ફરીએ છીએ. બાળપણનો એક પ્રસંગ યાદ આવે છે:

પરોઢીએ એક ફકીર આવતો અને ઘેરા સાદે પૂકારતો 'એક પૈસો દેગા–સો ગાલી દેઉંગા.' એ પ્રમાણે આપણે પણ અરણ્યમાં

ભમતા ભમતા પુકારીએ છીએ કે કોઈ વિસામો ઘો; કોઈ શીતલ છાંયડી ઘો. અરણ્યમાં તો શું પણ વસ્તીવાળાં શહેરોમાં અને ધોરી માર્ગોમાં પણ વૃક્ષો આપણને ક્યાં ઊભા રહેવા દે છે? જ્યાં જઈએ છીએ ત્યાં તેઓ ધૂણી ધૂણીને ના ના પાડે છે. કેટલાંક ઝાડ નીચે અનેક વિસામા લેનાર પડેલા હોય છે અને બીજા કોઈને માટે જગ્યા હોતી જ નથી. કેટલાંક ઝાડનો છાંયો જ એટલો આછો હોય છે કે એક મનુષ્યથી પણ ત્યાં સુવાતું નથી. તાડવૃક્ષનો છાંયો આપણને બળતા તાપથી ક્યાં બચાવી શકે છે? છતાં ય ઝાડના એ આછા છાંયામાં પણ વિસામો લીધો હોય તો હૃદયમાં મીઠી શાંતિ મળી શકે છે. પણ કેળ કે બાવળ શું કરે? રામચંદ્રજીએ લીમડાની છાયાને બંધુની ઓથ સાથે સરખાવી હતી.

પણ આ છાયા પણ અંદરની ભૂખતરસને ક્યાં સર્વ કાલે સંતોષી શકે છે? નહિ તો પ્રભુ એમ કેમ કહેત કે "તું સર્વનો ત્યાગ કરશે, માતાપિતાનો ત્યાગ કરશે, પણ તારી પત્નીની સાથે જોડાઇ રહેશે?"

બંગાળાના એક ચિત્રકારનું ચિત્ર છે: સાંજ પડી છે અને સૌને પોતપોતાના કાર્યમાંથી નિવૃત્ત થઈ પોતાને ઘેર જવાનો સમય થયો છે. એક ખેડુત પતિ-પત્ની માથે બોજો લઇ સ્વગૃહે જતાં હોય છે. કુટુંબનો બોજો, જીવનનો બોજો માથે લઈ એકમેકને વિસામો દેતું આ જોડું એ મનુષ્યાત્માનાં સ્વપ્નાંઓ અને આશાઓનું પ્રતિબિંબ છે. પણ અરણ્યમાં, મધ્યાહ્નમાં, ક્યાં મળે એ શીતળ છાંયડી, ક્યાં મળે એ વિસામો? રેતીમાં ઊગેલાં ઝાડ તો નાનાં હોય છે. તેમાંથી છાંયડો શો મળે? અરણ્યમાં પણ વિસામા હોય છે. સુંદર ઝાડની ઘટાઓ, મીઠું અમૃત જેવું પાણી અને પક્ષીઓનો કલરવ. પણ એ તો ઘણે ઘણે દૂર.........

જીગતમાં બધાંયને અંત છે–સુખને તેમ દુઃખને, શીતળ છાંયડાને અને દાવાનળ સમા તાપને.

મધ્યાહ્ન જઈ સમીસાંજ પડવા આવે કે સૂર્યદેવની મુખમુદ્રા શાંત થતી જાય છે. સવારની સુકોમળતા ગઇ, મધ્યાહ્નના તાપ અને આત્માના ઝગડા ગયા, અને સમીસાંજની શાંતિ આવી. પણ અરણ્યમાં તો શાંતિમાં પણ અશાંતિ હોય છે. મધ્યાહ્નના દાવાનળમાં પણ જગત પાસે લાગતું હતું–ખરું લાગતું હતું, મોટી માયારૂપ જણાતું ન હતું. સમીસાંજના પડછાયા પડતાંની સાથે જ જગત દૂર જતું જાય છે, અંધકારની સાથે જ આભાસ થાય છે કે ફક્ત હું જ ખરો ને બીજું બધું ખોટું તો ન હોય! રાત પડે છે અને અરણ્યમાં તમરાંઓનો અવાજ શરૂ થાય છે. આત્મા પાછો ઝુંપડીમાં જાય છે અને અંધકાર દૂર કરવાને ઝાંખો, નિસ્તેજ દીવો સળગાવે છે. અરણ્યની ભયભીત શાંતિ ઝુંપડીને ઘેરી લે છે. ઘેરો અંધકાર વધુ ઘેરો બનતો જાય છે. અંધકારમાં કોઇ કોઈ વાર ચમક ચમક થતું તેજ દેખાય છે. પાસેની નહેરમાં પાણીનો શાંત અવાજ સંભળાય છે.

કોઈ ઝુંપડીનું કમાડ ઠોકે છે. અરણ્યની આ નિર્જનતામાં, રાત્રિની આ શાંતિમાં કમાડ કોણ ઠોકતું હશે? પવન હશે કે ભૂલો પડેલો આત્મા હશે? ઝુંપડીમાં રહેતો મનુષ્યાત્મા રાત્રિની શાંતિ અનુભવે છે, તેની સાથે રાત્રિની ભયંકરતા અને અરણ્યની એકાંતતાથી ઉદ્વેગ પણ ખમે છે. તે કમાડ ઉઘાડવા ઊઠતો નથી એટલે કમાડ પાછું ઠોકાય છે. મનુષ્યાત્માને વિચાર આવે છેઃ કોઈ વિસામો લેવા આવ્યું છે કે વિસામો આપવા આવ્યું છે? ધીમે ધીમે કમાડ પાસે જઇ તે ઉઘાડે છે તો સારા જગતનો ભાર માથે લીધો હોય તેમ દેખાતો પણ આ અંધકારમાં પણ પ્રકાશ આપતો ભીખારી નજરે પડે છે. ભીખારીએ કમાડમાંથી અંદર પ્રવેશ કર્યો

અને કહ્યુ: "બેટા ! હું ભીખ માગવા આવ્યો છું."

મનુષ્યાત્માએ પૂછ્યું: "શાની ? દેવ, શાની ?"

ભીખારી: "તારા હૃદયની !"

મનુષ્યાત્માએ પુનઃ પૂછ્યું: "હું ભિક્ષા આપું તો, દેવ ! શાંતિ આપશો ?"

ભીખારી: "ભિક્ષાનો તે બદલો શો હોય ? ભીખારી તને શું આપે ? તારી ઝુંપડીનું કમાડ હજી બરાબર ઊઘડતું હોય એમ જણાતું નથી. હું ફરી પાછો આવીશ ત્યારે મારો સવાલ રાખવો હોય તો ભિક્ષા આપજે."

ભીખારી અંધકારમાં અદૃશ્ય થઈ ગયો—તે તેજ પણ અદૃશ્ય થઈ ગયું !

અરણ્યમાં રાત્રિના અંધકારનું સામ્રાજ્ય પુનઃ પ્રસરી રહ્યું.

ઝુંપડીમાં નિસ્તેજ દીવા પાસે બેસી મનુષ્યાત્મા વિચાર કરે છે: એ ભીખારી કોણ ? પ્રભુએ એક વેળા કહ્યું હતું: 'હું કમાડ આગળ ઊભો છું અને કમાડ ઠોકું છું.' શું એ પ્રભુ હશે ? વિસામો લેવા અને આપવા આવ્યા હશે ? હૃદયની ભિક્ષા લેવા અને શાંતિ અર્પવા આવ્યા હશે ?"

કાળી વેરાન રાત્રિમાંથી તમરાંઓના અવાજ સિવાય બીજો જવાબ નહિ મળ્યો ! !

સમાપ્ત

---

ધારાસભાનાં પ્રમુખ તરીકે ગયા ત્યારે પોતે પ્રમુખ થયા. બે વર્ષ સુધી મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિના ઉપ-પ્રમુખ હતા અને ઘણો વખત સુધી અખિલ ભારત મહાસમિતિના સભ્ય હતા. ઈ. સ. ૧૯૨૪માં મુંબઈના ઉત્તર વિભાગ તરફથી મુંબઈની ધારાસભામાં ચુંટાયા. એઓ સ્વરાજ પક્ષના નેતા થાત એવો સંભવ હતો પણ રહેઠાણનો વાંધો નીકળતાં ત્રણ મહિનામાં ચુંટણી રદ થઈ.

ઈ. સ. ૧૯૨૧માં અને ૧૯૩૦માં વિશ્વ આંતરરાષ્ટ્રીય શ્રમજીવી પરિષદમાં માલિકવર્ગના પ્રતિનિધિ તરીકે જીનીવા ગયા. દર વર્ષે ભરાતી ઇન્ડિયન ઇન્ડસ્ટ્રિઝ કોન્ફરન્સના જનરલ સેક્રેટરી તરીકે બે વર્ષ કામ કર્યું. સાંતાક્રુઝ નોટિફાઈડ કમિટિના પ્રમુખ તરીકે ઈ. સ. ૧૯૨૪ થી ઈ. સ. ૧૯૩૦ સુધી કામ કર્યું. વાંદરા મ્યુનિ.માં ઉપ-પ્રમુખ તરીકે ચાર વર્ષ કાર્ય કરેલું. હાલ વિરોધપક્ષના નેતા છે. આનંદીલાલ પોદાર સ્કુલ સમિતિના ઘણા વરસ સુધી ઉપ-પ્રમુખ હતા. છેલ્લા ત્રણ વર્ષથી મંત્રી છે.

૧૯૨૭–૨૮માં રેલસંકટ નિવારણ સમિતિ નીમાયેલી તેના મંત્રી હતા. તે અગાઉ ચાર વખત જુદાં જુદાં દુષ્કાળ ફંડના પણ મંત્રી હતા.

૧૯૩૨ના મહાત્માજીના ઉપવાસ પછી સ્થપાયેલ મુંબઈ શહેર અને પરાંના હરિજન સેવક સંઘના મંત્રી તરીકે ૧૯૩૭ સુધી કાર્ય કર્યું હતું અને તે પછીથી પ્રમુખ છે.

ઈશુ ખ્રિસ્તના ભક્ત તરીકે ને પાશ્ચાત્ય સાહિત્યના અભ્યાસી તરીકે ગુજરાતમાં એમનું સ્થાન અપૂર્વ છે. સંસારની વિષવેલીઓને સ્નેહશસ્ત્રથી જ ઉચ્છેદી શકાય એમ માનનાર શ્રી. જયસુખભાઈનાં સર્વ લખાણો શાંત સરોવર સમી સુંદરતાથી હૈયાને ઠારે છે, સહાનુભૂતિમાં તરબોળ કરે છે, અને અંતરની પીડાઓનું શમન કરવાના ઔષધરૂપ છે. એમનાં પુસ્તકો: પૂજારીને પગલે, જગતની ધર્મશાળામાં અને આ ત્રીજું: જગતના અરણ્યમાં.



## ગાંડીવ
## કુમારમાળા

1 ગોરીલાનો પ્રેમ
2 પૂછડિયાના પ્રદેશમાં
3 શિકારિકા—1
4 ગેબી સૃષ્ટિ—1 }
   ,, —2 }
6 શિકારિકા—2
7 ચાંદા પર ચઢાઈ
8 આફતે મર્દા
9 મોતના પંજામાં
10 ચીણગારી
11 લલ્લુ
12 સંકટની શોધમાં
13 જોતીઓ સરદાર
14 માયાવી દેશ
15 ટૉમી અને બીજી વાતો
16 શિકારિકા—3

સોળ પુસ્તકો
12॥ રૂપિયા

બહારવટું ■ શિકાર ■ ક્રિકેટ ■ પરાક્રમ ■ પ્રવાસ ■ સ્કાઉટિંગ

**ગાંડીવ બાળપખવાડિકના ગ્રાહક બનો.**